# સંપત્તિદાનયજ્ઞ

વિનોબાની પ્રેરણાથી ચાલતા સંપત્તિદાનયજ્ઞના સિદ્ધાંત
તેમ જ વ્યવહારની રજૂઆત તથા છણાવટ



પ્રયોજક :
શ્રીકૃષ્ણદાસ જાજૂ

અનુવાદક :
બબલભાઈ મહેતા

યજ્ઞ પ્રકાશન સમિતિ
ઘડિયાળીપોળ,
વડોદરા

ચાર આના

## અનુક્રમણિકા


બે બોલ — બબલભાઈ મહેતા — ૩

પરિચય — પ્રબોધ ચોકસી — ૪

૧. આર્થિક સમાનતા — ગાંધીજી — ૭

૨. સબ સંપતિ રઘુપતિ કે આહી — વિનોબા — ૯

૩. સંપત્તિદાનયજ્ઞ — બજાજી — ૨૫

પરિશિષ્ટ : ક સંપતિદાનયજ્ઞની કેટલીક વિગતો — ૬૮

પરિશિષ્ટ : ખ સંપત્તિદાનયજ્ઞની રૂપરેખા — ૭૭

પરિશિષ્ટ : ગ સંપત્તિદાનયજ્ઞના દાનપત્રનો નમૂનો — ૭૯

પરિશિષ્ટ : ઙ ગુજરાતમાં સંપત્તિદાન આપનારને — રવિશંકર મહારાજ — ૮૦





પહેલી આવૃત્તિ, ઓક્ટોબર ૧૯૫૪ : પ્રત ૫૨૦૦
બીજી આવૃત્તિ, ઓક્ટોબર ૧૯૫૫ : પ્રત ૫૨૫૦

પ્રકાશક :
પ્રબોધ ચોકસી
મંત્રી : યજ્ઞ પ્રકાશન સમિતિ
"ભૂમિપુત્ર" કાર્યાલય
પોળ; વડોદરા.

મુદ્રક :
હિંમતલાલ ડી. પટેલ
અજય પ્રિન્ટરી
જ્યુબિલી બાગ સામે,
વડોદરા.

તા. ૧૦-૧૦-૫૫

# બે બોલ

આ પુસ્તિકા લખનાર શ્રીકૃષ્ણદાસ જાજૂ બાપુજીના એક બુઝર્ગ સાથીદાર છે. વર્ષો સુધી એમણે રચનાત્મક દૃષ્ટિએ ખાદી-કામ કર્યું છે. વર્ધામાં રહીને ગાંધીજી, જમનાલાલજી અને વિનોબાજીએ શરૂ કરેલી અનેક રચનાત્મક સંસ્થાના એ વહેવારુ માર્ગદર્શક અને સલાહકાર રહ્યા છે. સર્વોદયના સિદ્ધાંત અને વ્યવહાર ઉપર એમણે બહુ ઊંડાણથી વિચાર કર્યો છે, એટલું જ નહિ પણ આટલી વૃદ્ધ વયે પણ એને અમલી બનાવવાનો પુરુષાર્થ કરી રહ્યા છે.

આ નાની પુસ્તિકામાં એમણે સંપત્તિદાનયજ્ઞ શું છે, શા માટે છે એને શાસ્ત્રીય અને તર્કબદ્ધ ભાષામાં છતાં ખૂબ સહેલી રીતે સમજાવવા પ્રયત્ન કર્યો છે. એની સાથે સાથે ભૂમિદાનયજ્ઞની ભૂમિકા પણ એમણે રજૂ કરી દીધી છે. અને સર્વોદય સમાજની રચના કરવી હોય તો આપણે આપણા જીવનનાં અને સમાજનાં કયાં કયાં મૂલ્યો બદલવાં જોઈએ તથા એ બદલવામાં આ યજ્ઞો આપણે માટે કેટલા ઉપકારક છે એનું પણ સુંદર દર્શન કરાવ્યું છે.

મને ખાત્રી છે કે આ પુસ્તિકા વાંચી જનાર ભૂમિદાન-યજ્ઞ અને સંપત્તિદાનયજ્ઞના સિદ્ધાંતો અને મહત્ત્વ બહુ સારી રીતે સમજતા થઈ જશે, અને એમના આ પુરુષાર્થ બદલ ધન્યવાદ વર્ષાવશે.

રાણપુર, તા. ૨૫-૭-'૫૪ બબલભાઈ મહેતા

## પરિચય

પૂજ્ય જાજૂજી સ્વ. સરદાર સાહેબની જેમ આગલી જિંદગીમાં વર્ધાના એક જાણીતા, કુશળ અને ધીકતા ધારાશાસ્ત્રી હતા. પણ મનમાં ઊંડે ઊંડે સમાજસેવાનું આકર્ષણ ઘણું. એમણે ગાંઠ વાળી હતી કે અમુક કમાણી થઈ જાય પછી વકીલાત છોડી જનસેવા કરીશું. કમાણી તો થઈ પણ અચાનક એમનાં નાણાં ડૂબી ગયાં. એમને ભારે ધક્કો લાગ્યો. પણ ફરી માયામાં ફસાય તે બીજા. એમણે તો સાર તાર્યો કે આ રીતે પૈસા ભેગા કરીને નિશ્ચિંત થઈને સેવા કરવી એ રીત જ ખોટી છે, એમ ભગવાન આ ઘટના મારફતે શીખવે છે. વિનોબા અને એમના મંડળે વર્ધા આવીને સત્યાગ્રહ આશ્રમની શાખા ખોલી ખાદી-પ્રવૃત્તિ શરૂ કરી, તે દિવસોમાં જ આ ઘટના થઈ. વૈરાગ્યથી ભરેલા ચિત્તે જાજૂજી એક જૂના જીનને મેડે બેઠા બેઠા 'પંચદશી' ના અધ્યયનમાં ગરકાવ રહેતા. ત્યાં વિનોબાના તારુણ્યથી છલકાતા જુવાન સાથીદારો પહોંચી ગયા અને એમને હાથ પકડીને પાછા દુનિયામાં તાણી લાવ્યા. સ્વરાજ્યની લડતમાં ગાંધીજીએ ધર્મ અને કર્મનો એવો તો મેળ બેસાડ્યો હતો કે તે જમાનાના તે દ્વિધાથી પીડાતા અનેક આત્માઓની જેમ જાજૂજીને પણ એમાં આત્મ-સમાધાન જડ્યું. વિનોબા સાથે ત્યારથી જ એમનો સંબંધ બંધાયો. સ્વ. જમનાલાલજી અને જાજૂજી બંને પર વિનોબાના બ્રહ્મચર્યથી પ્રખર થયેલા જ્ઞાનની ઊંડી છાપ પડી હતી. બંનેએ મનોમન તેઓને ગુરુપદે સ્થાપી દીધા હતા. જ્ઞાન અને વ્યવહારના પ્રવાહો એક જ માણસમાં અડખેપડખે વહે છે, છતાં એમને એકમેકમાં તદ્દન ભળી જતાં સમય લાગે છે. એ માણસનાં

મન, હૃદય ને શરીરના બધા પિંડો અનુભવના તાપમાં પાકીને સમરસ થઈ જાય છે, ત્યારે જ્ઞાન અને વ્યવહાર તદ્દન એકાકાર થઈ જાય છે. ત્યારે એ માણસનાં જ્ઞાન અને વ્યવહારમાંથી ડંખ જતો રહે છે, વ્યક્તિત્વની ઉપરનું કઠણ કાચલું નરમ પડી જાય છે, અને જગતને એ પરિપક્વ વિભૂતિનો પ્રસાદ મળે છે. જાજૂજી પણ આખી જિંદગી બાપુની ચરખા સંઘ, ગ્રામોદ્યોગ સંઘ વગેરે એકેએક સંસ્થાકીય પ્રવૃત્તિમાં પોતાની વ્યવહારદક્ષતા, ઝીણવટ, કરકસર, પ્રામાણિકતા અને જરાપણ બાંધછોડ નહીં કરનારી સત્યપ્રિયતાને કારણે અનિવાર્ય થઈ પડયા, પણ તે જ રીતે ઢીલાપોચા તેમ જ આદર્શવાદી કાર્યકર્તાઓને મોંએ "કંજૂસ, કઠોર અને બધું નવું તોડી પાડનારા" તરીકે સતત વગોવાતા પણ રહ્યા. છતાં એમને વગોવનારાઓને પણ એમના વિના ચાલી શકતું નહીં! આવા જાજૂજીની અંદર ચાલતી પ્રક્રિયાને બાપુએ ૧૯૪૫ માં જેલથી બહાર આવીને એક ક્રાંતિકારી ઠેલો માર્યો—વેપારી ખાદી બંધ કરીને અને સ્વાવલંબી ખાદી ઉપર ભાર મૂકીને. જાજૂજી અને બાપુજીનો તે દિવસોનો સંવાદ "ચરખા સંઘકા નવસંસ્કરણ" એ નામે પ્રસિદ્ધ થયેલો છે. વ્યવહાર અને આદર્શના સમન્વયની એ ગીતા વાંચવા જેવી છે. એમને બીજો ઠેલો વાગ્યો વિનોબાના કાંચનમુક્તિ વગેરે આકરા પ્રયોગોથી. અને છેલ્લે ભૂદાનયજ્ઞની જ્વાળાઓ ભભૂકી ઊઠી, ત્યારે તો તન અને મન બંનેથી નિત્ય વધતા રહેતા એમના આદર્શે વૃદ્ધ જીવનની આહુતિ એમણે સહજભાવે ચડાવી દીધી. હજી ગયે જ વરસે દિલ્હીમાં એમણે મને કહ્યું, "ખરેખર આ વિનોબાજીએ આપણા બધાંમાં—મારામાં ખાસ કરીને—કેટલા કેટલા ફેરફાર કરી નાંખ્યા? હું ક્યાં હતો અને ક્યાં આવી ગયો?!" અને હવે તો તેઓ છેલ્લાં લગભગ બે વર્ષથી સતત ફર્યા કરે છે.

# પરિચય

પૂજ્ય જાજૂજી સ્વ. સરદાર સાહેબની જેમ આગલી જિંદગીમાં વર્ધાના એક જાણીતા, કુશળ અને ધીકતા ધારાશાસ્ત્રી હતા. પણ મનમાં ઊંડે ઊંડે સમાજસેવાનું આકર્ષણ ઘણું. એમણે ગાંઠ વાળી હતી કે અમુક કમાણી થઈ જાય પછી વકીલાત છોડી જનસેવા કરીશું. કમાણી તો થઈ પણ અચાનક એમનાં નાણાં ડૂબી ગયાં. એમને ભારે ધક્કો લાગ્યો. પણ ફરી માયામાં ફસાય તે બીજા. એમણે તો સાર તારવ્યો કે આ રીતે પૈસા ભેગા કરીને નિશ્ચિંત થઈને સેવા કરવી એ રીત જ ખોટી છે, એમ ભગવાન આ ઘટના મારફતે શીખવે છે. વિનોબા અને એમના મંડળે વર્ધા આવીને સત્યાગ્રહ આશ્રમની શાખા ખોલી ખાદી–પ્રવૃત્તિ શરૂ કરી, તે દિવસોમાં જ આ ઘટના થઈ. વૈરાગ્યથી ભરેલા ચિત્તે જાજૂજી એક જૂના જીનને મેડે બેઠા બેઠા 'પંચદશી' ના અધ્યયનમાં ગરકાવ રહેતા. ત્યાં વિનોબાના તારુણ્યથી છલકાતા જુવાન સાથીદારો પહોંચી ગયા અને એમને હાથ પકડીને પાછા દુનિયામાં તાણી લાવ્યા. સ્વરાજ્યની લડતમાં ગાંધીજીએ ધર્મ અને કર્મનો એવો તો મેળ બેસાડ્યો હતો કે તે જમાનાના તે દ્વિધાથી પીડાતા અનેક આત્માઓની જેમ જાજૂજીને પણ એમાં આત્મ–સમાધાન જડ્યું. વિનોબા સાથે ત્યારથી જ એમનો સંબંધ બંધાયો. સ્વ. જમનાલાલજી અને જાજૂજી બંને પર વિનોબાના બ્રહ્મચર્યથી પ્રખર થયેલા જ્ઞાનની ઊંડી છાપ પડી હતી. બંનેએ મનોમન તેઓને ગુરુપદે સ્થાપી દીધા હતા. જ્ઞાન અને વ્યવહારના પ્રવાહો એક જ માણસમાં અડખેપડખે વહે છે, છતાં એમને એકમેકમાં તદ્દન ભળી જતાં સમય લાગે છે. એ માણસનાં

મન, હૃદય ને શરીરના બધા પિંડો અનુભવના તાપમાં પાકીને સમરસ થઈ જાય છે, ત્યારે જ્ઞાન અને વ્યવહાર તદ્દન એકાકાર થઈ જાય છે. ત્યારે એ માણસનાં જ્ઞાન અને વ્યવહારમાંથી ડંખ જતો રહે છે, વ્યક્તિત્વની ઉપરનું કઠણ કાચલું નરમ પડી જાય છે, અને જગતને એ પરિપક્વ વિભૂતિનો પ્રસાદ મળે છે. જાજૂજી પણ આખી જિંદગી બાપુની ચરખા સંઘ, ગ્રામોદ્યોગ સંઘ વગેરે એકેએક સંસ્થાકીય પ્રવૃત્તિમાં પોતાની વ્યવહારદક્ષતા, ઝીણવટ, કરકસર, પ્રામાણિકતા અને જરાપણ આંધછોડ નહીં કરનારી સત્યપ્રિયતાને કારણે અનિવાર્ય થઈ પડયા, પણ તે જ રીતે ઢીલાપોચા તેમ જ આદર્શવાદી કાર્યકર્તાઓને મોંએ "કંજૂસ, કઠોર અને બધું નવું તોડી પાડનારા" તરીકે સતત વગોવાતા પણ રહ્યા. છતાં એમને વગોવનારાઓને પણ એમના વિના ચાલી શકતું નહીં! આવા જાજૂજીની અંદર ચાલતી પ્રક્રિયાને બાપુએ ૧૯૪૫ માં જેલથી બહાર આવીને એક ક્રાંતિકારી ઠેલો માર્યો—વેપારી ખાદી બંધ કરીને અને સ્વાવલંબી ખાદી ઉપર ભાર મૂકીને. જાજૂજી અને બાપુજીનો તે દિવસોનો સંવાદ "ચરખા સંઘકા નવસંસ્કરણ" એ નામે પ્રસિદ્ધ થયેલો છે. વ્યવહાર અને આદર્શના સમન્વયની એ ગીતા વાંચવા જેવી છે. એમને બીજો ઠેલો વાગ્યો વિનોબાના કાંચનમુક્તિ વગેરે આકરા પ્રયોગોથી. અને છેલ્લે ભૂદાનયજ્ઞની જ્વાળાઓ ભભૂકી ઊઠી, ત્યારે તો તન અને મન બંનેથી નિત્ય વધતા રહેતા એમના આદર્શ વૃદ્ધ જીવનની આહુતિ એમણે સહજભાવે ચડાવી દીધી. હજી ગયે જ વરસે દિલ્હીમાં એમણે મને કહ્યું, "ખરેખર આ વિનોબાજીએ આપણા બધાંમાં—મારામાં ખાસ કરીને—કેટલા કેટલા ફેરફાર કરી નાંખ્યા? હું ક્યાં હતો અને ક્યાં આવી ગયો ? !" અને હવે તો તેઓ છેલ્લાં લગભગ બે વર્ષથી સતત ફર્યા કરે છે.

સિત્તેર વર્ષની જીર્ણ કાયા છતાં એમના મનમાં યુવાનોને શરમાવે તેટલી ક્રાંતિની લગન અને તપસ્યાની તૈયારી છે. એમની જન્મજાત ઠરેલ વહેવારકુશળતા આજે પણ તેવી ને તેવી જ છે. વિનોબાએ મંત્ર ઉચ્ચાર્યો, "સંપત્તિદાનયજ્ઞ" અને જાજૂજીએ એને આજના અર્થજીવનની ઝીણાંમાં ઝીણી વિગતે વિચારી કાઢયો. છેલ્લે બોધગયા સંમેલનમાં 'સંપત્તિદાનયજ્ઞ' ઉપર ચર્ચા કરનારું મંડળ તેઓના જ પ્રમુખપદે મળ્યું. તેમાંથી ઊઠેલા પ્રશ્નોની તેઓએ વિનોબા સાથે પણ છણાવટ કરી લીધી, અને પછી મુંબઈ આવી જયપ્રકાશજી સાથે મળીને 'સંપત્તિદાનયજ્ઞ'ના વિચારનું આંદોલન ઉપાડયું. આ બધાનાં પરિણામ રૂપે તેઓએ 'સંપત્તિદાનયજ્ઞ' નામની પોતાની હિંદી પુસ્તિકાની આ સુધારેલી વધારેલી ચોથી આવૃત્તિ તૈયાર કરી છે. સર્વસેવાસંઘના પ્રકાશન વિભાગની સંપાદન સમિતિએ હાલમાં જ ઠરાવ્યું છે કે સંપત્તિદાનયજ્ઞ, ભૂદાનયજ્ઞ, શ્રમદાન-યજ્ઞ, સર્વોદય વગેરે મુખ્ય મુખ્ય વિષયો પર એક એક પ્રમાણ-ભૂત પુસ્તિકા તૈયાર કરાવીને પ્રસિદ્ધ કરવી. 'સંપત્તિદાનયજ્ઞ' એ માળાનો પહેલો મણકો છે. શ્રી. બબલભાઈએ પ્રેમપૂર્વક કરી આપેલા આ ગુજરાતી અનુવાદને સુધારેલી વધારેલી હિંદીની ચોથી આવૃત્તિ સાથે મેળવીને તથા વધારીને પૂરો કરેલો છે. ગાંધીજીનો "આર્થિક સમાનતા" નામનો લેખ મૂળ ગુજરાતીમાં જ લખાયેલો તેથી જાજૂજીએ કરેલા સંક્ષેપને અનુસરીને મૂળ ગુજરાતીમાંથી જ ટુંકાવીને આમાં આપ્યો છે. આશા છે ગુજરાતી વાચકો આ પ્રકાશનને દાનપત્રો વરસાવી વધાવશે.

હરિજન આશ્રમ, અમદાવાદ
તા. ૨૫-૯-૧૯૫૪

પ્રબોધ ચોકસી
મંત્રી : યજ્ઞ પ્રકાશન સમિતિ

# આર્થિક સમાનતા

## [ ગાંધીજી ]

આર્થિક સમાનતા એટલે જગતનાં બધાં મનુષ્યો પાસે એકસરખી સંપત્તિ હોવાપણું, એટલે કે સહુની પાસે પોતાની કુદરતી આવશ્યકતા પૂરતી સંપત્તિનું હોવું. કુદરતે જ એક માણસને નાજુક હોજરી આપી હોય ને તે પાંચ તોલા જ આટો ખાઇ શકે અને બીજાને વીસ તોલા જોઇએ, તો બંનેને પોતપોતાની હોજરી પ્રમાણે આટો મળવો જોઇએ. બધા સમાજનું ઘડતર આ આદર્શને અવલંબીને થવું જોઇએ. અહિંસક સમાજને બીજો આદર્શ ન પાલવે. છેક આદર્શને આપણે કદી નહીં પહોંચીએ. પણ એને નજરમાં રાખીને આપણે બંધારણો રચીએ ને વ્યવસ્થા કરીએ. જેટલે અંશે આપણે આદર્શને પહોંચીએ એટલે જ અંશે આપણે સુખ અને સંતોષ પામીએ, એટલે જ અંશે આપણે સામાજિક અહિંસા સિદ્ધ કરી કહેવાય.

અહિંસા વડે આર્થિક સમાનતા કેમ લાવી શકાય એ વિચારીએ. પ્રથમ પગલું આ છે. જેણે એ આદર્શને અપનાવ્યો હોય તેણે પોતાના જીવનમાં જોઈતા ફેરફારો કરવા, હિંદુસ્તાનનાં ગરીબોની સાથે પોતાની સરખામણી કરી પોતાની હાજતો કમ કરવી, પોતાની ધન કમાવાની શક્તિને નિયમમાં મૂકવી, જે ધન કમાવું તે પ્રમાણિકપણે કમાવાનો નિશ્ચય કરવો, સટ્ટાવૃત્તિ હોય તો તેનો ત્યાગ કરવો, ઘર પણ પોતાની સામાન્ય હાજત પૂરતું રાખવું, અને જીવન સર્વ પ્રકારે સંયમી બનાવવું. જ્યારે પોતાના જીવનમાં શક્ય સુધારો કરી લીધો હોય ત્યારે સમાનતાના આદર્શનો પ્રચાર પોતાના સોબતી અને પડોશીમાં કરાય.

આર્થિક સમાનતાની જડમાં ધનિકનું ટ્રસ્ટીપણું રહ્યું છે. એ આદર્શ પ્રમાણે ધનિકને પોતાના પડોશી કરતાં એક કોડી પણ વધારે રાખવાનો અધિકાર નથી. ત્યારે શું વધારાનું એની પાસેથી છીનવી લેવું ? એમ કરતાં હિંસાનો આશ્રય લેવો પડે. અને હિંસા વડે એમ કરવું સંભવે તો ય સમાજને તેથી ફાયદો ન થાય. કેમકે દ્રવ્ય એકઠું કરવાની શકિત ધરાવનાર એક માણસની શક્તિને સમાજ ખોઈ બેસે. એટલે અહિંસક માર્ગ એ થયો કે માન્ય થઇ શકે એટલી તેની હાજત પૂરી પાડી બાકીનાનો તે પ્રજાની વતી ટ્રસ્ટી બને. જો પ્રમાણિકપણે સંરક્ષક બને તો જે દ્રવ્ય ઉત્પન્ન કરશે તેનો સદ્વ્યય પણ કરશે. વળી જ્યારે મનુષ્ય પોતાને સમાજનો સેવક માને, સમાજને અર્થે ધન કમાય, સમાજના કલ્યાણને અર્થે તે વાપરે ત્યારે તેની કમાણીમાં શુદ્ધતા આવશે, તેના સાહસમાં પણ અહિંસા હશે. આ પ્રમાણે જો કાર્યપ્રણાલી ગોઠવાય તો સમાજમાં વગર ઘર્ષણે મૂક ક્રાંતિ પેદા થાય.

પણ ઘણા પ્રયત્ન છતાં જો ધનિક લોકો ખરા સંરક્ષક ન બને અને અહિંસાને નામે ભૂખે મરતાં કરોડો વધારે ને વધારે કચરાતાં જાય તો શું કરવું ? એ કોયડાનો ઉકેલ શોધતાં અહિંસક અસહકાર અને અહિંસક કાનૂનભંગ સાંપડયા. કોઈ ધનવાન સમાજનાં ગરીબોના સહકાર વિના ધન નથી કમાઇ શકતો. એ અહિંસાની શક્તિનું ભાન ગરીબોમાં પ્રસરે એટલે તે બળિયા થાય ને જે આર્થિક અસમાનતાના તેઓ ભોગ થયા છે તેને અહિંસક માર્ગે દૂર કરતાં શીખે.

સેવાગ્રામ, ૧૯–૮–'૪૦ ("હરિજનબંધુ"માંથી ટૂંકાવેલું.)



# સબ સંપતિ રઘુપતિ કે આહી

[ વિનોબા ]

[નીચેના ફકરા વિનોબાનાં જુદાં જુદાં ભાષણોમાંથી ચૂંટેલા છે, તેથી એ સળંગ સૂત્રને બદલે ત્રૂટક લાગે તો વાચક ક્ષમા કરે.—સં.]

તા. ૧૮મી એપ્રિલ ૧૯૫૧ ને રોજ ભૂદાનયજ્ઞની કલ્પના સૂઝી. હવે તો આખા દેશમાં લોકોને આ કલ્પના રુચી ગઈ છે. ભૂમિદાનયજ્ઞ સાથે સંપત્તિદાનયજ્ઞ પણ કેમ ચાલુ ન કરવો એનો વિચાર મારા મનમાં ચાલતો હતો, પણ ભૂમિનો સવાલ એ પાયાનો સવાલ હતો. એના ઉકેલ વિના હું આફત જોતો હતો. એટલે શરૂઆતમાં એટલો જ સવાલ હાથમાં લેવો ઉચિત લાગ્યો. ઉપરાંત ભૂમિ પરમેશ્વરની આપેલી બક્ષિસ છે, એ વાતને લોકો સહેજે સમજી શકે તેમ હતું. એ ઉત્પાદનનું મુળભૂત સાધન હતું એ કારણે પણ શરૂઆતમાં ભૂમિ સુધી મર્યાદિત રહેવું ઠીક લાગ્યું. વારાફરતી એક એક ડગલું ભરવું એ અહિંસાની રીત પ્રમાણે વધારે યોગ્ય હતું.

પણ ભૂમિદાનનું કામ જેમ જેમ આગળ વધ્યું, તેમ તેમ સંપત્તિનો પણ હિસ્સો માગ્યા વિના વિચાર પૂરો નહિ થાય એ વાત પણ સ્પષ્ટ થતી ગઈ, અને છેવટે મારા મનમાં નિશ્ચય બંધાઈ ગયો કે સંપત્તિનો પણ એક હિસ્સો હું લોકો પાસે માંગું. હું ઇચ્છું તો છું ઓછામાં ઓછો છઠ્ઠો હિસ્સો, પણ છેવટે સમજી વિચારીને લોકો જે આપે તે. સંપત્તિ ભલે આપણે આપણા પુરુષાર્થથી પ્રાપ્ત કરી હોય, પણ એ આપણે માટે નથી, બલકે બધાંના ઉપયોગ માટે લોકોએ આપણને એ આપી છે, એવી ભાવના આ માગણી પાછળ પડેલી છે. જે પુરુષાર્થ–શક્તિથી આપણે સંપત્તિ મેળવી છે એ શક્તિ પણ ઈશ્વરની જ આપેલી છે.

## દાતા જાતે વહીવટ કરશે

મારી પેદલયાત્રા દરમ્યાન હું વારંવાર કહી ચૂકયો છું કે હું પૈસા લેવા નથી માગતો. પણ હવે તો હું સંપત્તિનો હિસ્સો માંગી રહ્યો છું. આનો મેળ શી રીતે બેસશે? આનો ઉત્તર એ છે કે નથી હું સંપત્તિને મારા હાથમાં લેવાનો; કે નથી એની સંભાળ, એના ખર્ચ, કે એના હિસાબની કોઇ ચિંતા મારા ઉપર વહોરી લેવાનો. હું તો મુક્ત જ રહેવા માગું છું. લોકોપકારના કાર્ય માટે ઘણાં ફંડો એકઠાં કરવામાં આવે છે. એના વહીવટ પર સાર્વજનિક સમિતિઓ ધ્યાન આપે છે. મારો વિચાર એવું કરવાનો પણ નથી. વખતોવખત એકઠા કરવામાં આવતા ઉપયોગી ફાળાઓ અને આ સંપત્તિદાન-યજ્ઞમાં બીજો પણ મહત્ત્વનો તફાવત છે. તે એ કે આ યજ્ઞમાં સંપત્તિનો હિસ્સો દર સાલ આપવો પડશે. એટલે મેં એવું વિચાર્યું છે કે આ સંપત્તિ દાતા પાસે જ રહેશે, એનો ઉપયોગ અમારી સૂચના અનુસાર તેઓ કરશે, અને એનો હિસાબ એ દર સાલ અમને મોકલશે. એનો અર્થ એ થયો કે દાન દેનારો ફકત એની સંપત્તિનો હિસ્સો જ નહિ આપે પણ એની બુદ્ધિનો ઉપયોગ પણ આમાં કરશે. આપણા નિર્દેશ પ્રમાણે ખર્ચ કરવાની વાત મેં કહી પણ એમાંય એ એનું સૂચન રજૂ કરી શકશે.

### સંપત્તિદાનનો આંકડો કેવી રીતે ઠરાવવો ?

જો આવકના આંકડાને અંગે હિસાબની કોઈ જાતની મુશ્કેલી પડતી હોય, તો લોકો પોતાના ઘરખરચનો એક હિસ્સો આપે તેનાથી પણ મને સંતોષ થશે. ધારો કે કોઇના દસ લાખ રૂપિયા બેંકમાં પડ્યા છે. એમાંથી જો એ ઘરખર્ચને માટે વરસમાં ૫૦ હજાર રૂપિયા ઉપાડે તો એને પાંચમો

ભાગ અર્થાત્ કુલ ખર્ચનો છઠ્ઠો ભાગ સંપત્તિદાન યજ્ઞમાં આપે એ પણ ચાલશે. ઘરખરચમાં છોકરાંઓની કેળવણી, મુસાફરી-ખર્ચ, લગ્ન વગેરે પ્રસંગો એ બધાંની ગણતરી કરવી. કોઈ છઠ્ઠો ભાગ ન આપી શકે અને આઠમો આપે કે દસમો આપે, તો તે પણ અમે કબૂલ કરીશું, કારણ કે અમે કરવેરો વસૂલ નથી કરતા. પણ કોઈ પૈસાદાર માણસ ઘરખરચમાં વરસે ૬૦ હજાર રૂપિયા વાપરતો હોય અને તેનો એક ટકો એટલે કે રૂ. ૬૦૦ વરસે દહાડે આપવાનું કબૂલ કરે તો તે નકામું મનાશે. ઓછામાં ઓછું એને શોભે તેવું તો હોવું જોઈએ. આ રીતે આખા હિંદુસ્તાનના ઘરખરચનો છઠ્ઠો ભાગ કે અમુક એક નિશ્ચિત ભાગ અમને મળી જાય, તોયે સંપત્તિદાનયજ્ઞનો મૂળભૂત વિચાર લોકોએ સમજી લીધો એમ ગણાય. દરિદ્રનારાયણને પોતાના ઘરમાં હકનું સ્થાન આપવું એ જ મુખ્ય વાત છે.

ખરચનો હિસ્સો આપવામાં એમ પણ બને કે જો કોઈને વેપારમાં ખોટ આવે તોપણ એને સંપત્તિદાનમાં પોતાનો હિસ્સો આપવો પડે. જે વ્યક્તિ એક ઠરાવેલી રકમ આપવા માગતી હોય એને અંગે એમ વિચાર્યું છે કે જેણે રૂ. ૧૦૧] આપવાનું કબૂલ્યું હોય, તે જો એ જણાવે કે એ રકમ એના ઘરખરચનો કેટલામો ભાગ થાય છે, તો એવાં દાન લેવાશે. એમાં પછી એટલું જોઈ લેવાનું રહેશે કે એ ભાગ એને શોભે એવો છે કે નહીં.

ખાનગી ખરચનો પણ હિસ્સો અમે જ્યાં માંગીશું, ત્યાં એ ખરચનો વિગતવાર હિસાબ અમારે જોવાની કશી જરૂર નથી. એનો આંકડો એ પોતે કહે તો તેટલું બસ છે. હિસ્સો આપવામાં રકમ દર વરસે ઓછીવત્તી થશે અને તેથી તે આખી ય જિંદગી સુધી આપી શકશે. ઠરાવેલો આંકડો આખી

જિંદગી ભરવો લગભગ મુશ્કેલ થઇ પડશે. હિસ્સો આપવામાં સગવડ છે.

## દાન પાછળની વૃત્તિ

આ યજ્ઞમાં ભાગ લેવાવાળો એના કુટુંબ-પરિવારની સાથે સલાહ-મસલત કરીને બધાંને સંતોષ મળે એ રીતે અને પૂરા પ્રેમથી આમાં ભાગ લે. હું માનું છું કે જો ભક્તજનો આ કામમાં સાથ આપશે તો એક જીવન-વિચાર તરીકે આ કલ્પના દેશમાં ફેલાશે અને સામ્યયોગ તરફ સમાજની ગતિ સહેજે થશે.

એ ખુલ્લું છે કે આમાં હું બધી જવાબદારી દાતાને માથે નાખવા માગું છું અને વિશ્વાસપૂર્વક કામ લઉં છું. દલીલખોરો આ બાબતમાં ટીકા કરે એમ બને પણ ધર્મબુદ્ધિનો આધાર વિશ્વ ઉપર જ હોય છે. વિશ્વાસથી જે રક્ષણ મળે એ કોઈ કાનૂની કારવાઈથી નથી મળી શકતુ. આ દૃષ્ટિએ મેં સંપત્તિદાનની આ રીત નિશ્ચિત કરી છે.

સંપત્તિદાનયજ્ઞ પાછળ મુખ્ય વિચાર એ છે કે જે કાંઈ સંપત્તિ છે તે ભગવાનની છે. એ વિચારની અમારે સ્થાપના કરવી છે અને એનું સાધન સંપત્તિદાન છે, સાધનદાન નહીં. સાધનદાનથી કામમાં ટેકો થાય છે, પણ મુખ્ય વિચાર તો સંપત્તિદાનનો છે, જે ગરીબ અને પૈસાદાર બંનેને લાગુ પડે છે. પૈસા કમાવામાં કોઇને અન્યાય ન કરી બેસાય, કમાવાની રીત ખોટી ન હોય, બ્યાજબી રીતે કમાણી થાય, ઉચિત અને વધુમાં વધુ હિસ્સો સમાજને આપીને પછી જે વધે તેનું સેવન કરવામાં આવે, અને જે સેવન કરવામાં આવે તે પણ ટ્રસ્ટી તરીકે જ કરવામાં આવે, આ બધી વૃત્તિ આમાં આવી જાય છે.

## અસ્તેય+અપરિગ્રહ=અર્થશુચિત્વ

અસ્તેય[1] અને અપરિગ્રહ[2] બન્નેના સુમેળથી અર્થ-શુચિત્વ[3] પૂર્ણ થાય છે. એના વિના વ્યક્તિ તેમજ સમાજના જીવનમાં ધર્મની સ્થાપના નથી થઈ શકતી.

અર્થ-પ્રાપ્તિની પદ્ધતિને અસ્તેય નિયમનમાં રાખે છે, અને એની માત્રાનું નિયમન અપરિગ્રહ કરે છે. અસ્તેય કહે છે કે શરીરનો નિર્વાહ મુખ્યત્વે શરીરશ્રમથી અથવા ઉત્પાદક પરિશ્રમથી થવો જોઇએ. શરીરશ્રમ વિના આપણે અન્ન ખાઇએ તો એમાં એક જોખમ પેદા થાય છે.

દુનિયાની ઘણીખરી વિષમતાઓ, ઘણાંખરાં દુઃખો અને પાપ શરીરશ્રમ ટાળવાની દાનતમાંથી પેદા થાય છે. આવી દાનત રાખવાવાળા ગુપ્ત અગર પ્રગટરૂપે ચોરી કરે છે એટલા માટે અસ્તેયવ્રત શરીરશ્રમ મારફત સંપત્તિ પેદા કરવા ઉપર ભાર મૂકે છે.

આજે સમાજ ચોરીને પાપ માને છે, તેમ છતાં કેટલાક જણ ચોરી કરે છે. પણ ચોરી કરવી સારી નથી, એ તો આપણે કબૂલ કરી લીધું છે ને ? આ એક મૂલ્ય આપણા સમાજમાં સ્થપાઈ ગયું છે. પણ ચોરીની જેમ સંઘરો એ પણ પાપ છે, એ હવે સમજાવું જોઇએ. એ બંને પાપ છે. અસ્તેય અને અપરિગ્રહ આપણે શીખવાનાં છે. હું ઘણીવાર કહું છું. " કંજૂસ ચોરના બાપ હોય છે. જો કંજૂસ અને સંઘરાખોર હોય જ નહીં, તો ચોરી પણ નહીં થાય. "

### અપહરણ અને પરિગ્રહ

હું જે વિચાર પ્રચલિત કરવા માંગું છું, તેનાથી વિરુદ્ધનો

---

૧. અસ્તેય=ચોરી ન કરવી તે. ૨ અપરિગ્રહ=સંગ્રહ ન કરવો તે.
૩. અર્થ-શુચિત્વ=પૈસાના વહેવારમાં ચોક્ખાઇ.

જે વિચાર આજે સમાજમાં કામ કરી રહ્યો છે, તેને અપહરણ (આંચકી લેવું તે) કહે છે. અપહરણના વિચારમાં શ્રદ્ધા ધરાવનારાઓ માને છે કે છેવટે વ્યક્તિ સમાજને માટે છે. અને તેથી સમાજને માટે વ્યક્તિની સંપત્તિ છીનવી લેવામાં કશો વાંધો નથી; ઊલટું વ્યક્તિની સંપત્તિનું અપહરણ અટકાવનારો જે વિચાર છે તે જ ખોટો છે. આજે એ વિચાર પ્રત્યે દુનિયાના કેટલાય દેશો ખેંચાયા છે. એની સામે હું અપરિગ્રહનો આ વિચાર રજૂ કરું છું. ઘણીવાર એમ માનવામાં આવે છે કે અપરિગ્રહ તો ગાંધીજી, વિનોબા કે એવા સંન્યાસીઓને માટે જ છે, અને સામાન્ય જનતાને માટે તો પરિગ્રહ જ બરાબર છે. એટલે લોકો સંન્યાસીઓને માન તો આપે છે, પણ ક્યાંક ક્યાંક તો એમને પોતાનાં ઘરમાં પણ પેસવા દેતા નથી. સંન્યાસને અંતિમ આદર્શ તો માને છે, પણ ગૃહસ્થ-જીવનમાં પરિગ્રહ જ ચાલે છે. ધર્મવિચારના આ રીતે ટુકડા કરવાથી એનો ફાયદો મર્યાદિત પ્રમાણમાં જ થાય એ સ્વાભાવિક છે. પરિણામ એ આવ્યું છે કે લોભીનો સામનો કરતાં કરતાં નિર્લોભી પણ લોભી બની ગયા છે. ક્ષત્રિયવંશને નાબૂદ કરવા માટે જાતે ક્ષત્રિય બનીને પોતાના ઉદ્દેશમાં નાસીપાસ થનારા પરશુરામનું ઉદાહરણ તો આપણી સામે છે જ. જેનો સામનો કરવો હોય, તે દુશ્મનનું જ હથિયાર આપણે અપનાવીએ તો આપણે એના સ્થૂળ રૂપને ભલે કદાચ મારી શકીએ, પણ સૂક્ષ્મ રૂપે તો એને અમર જ બનાવી દઈએ છીએ. આજે દુનિયામાં લોભનું અને પરિગ્રહનું રાજ્ય છે. પરિગ્રહની આજુબાજુ કાયદાના એવા કિલ્લા રચવામાં આવ્યા છે કે પરિગ્રહ ગેરવ્યાજબી નથી મનાતો. ચોરીને આપણે ગુનો માનીએ છીએ, પણ જે સંઘરો કરીને ચોરને પ્રેરણા આપે છે, એનાં કામને ચોરી નથી માનતા! ઉપનિ-

ષદની એક વાર્તામાં રાજા કહે છે, "મારા રાજ્યમાં કોઈ ચોર પણ નથી અને કોઈ કંજૂસ પણ નથી," કારણ કે કંજૂસ જ ચોરને પેદા કરે છે. ચોરને તો આપણે જેલમાં મોકલી આપીએ છીએ અને એના બાપને છૂટો મૂકીએ છીએ ! એ શિષ્ટ–પ્રતિષ્ઠિત બનીને ગાદી–તકિયે બેસે છે. આ ક્યાંનો ન્યાય ? ગીતાએ પણ એમને જ ચોર કહ્યા છે. પણ આપણે તો ગીતાને સંન્યાસીઓની ચોપડી કહીને ગીતામાંથી પણ સંન્યાસ લીધો છે !

## અપરિગ્રહની સંસારી શક્તિ

ખાસ તો આપણે એક ચીજ એ જોવા જેવી છે કે અપરિગ્રહમાં શક્તિ પણ છે. અપરિગ્રહમાં શુદ્ધિ છે, એનું ભાન તો આપણને હતું જ, પણ એમાં શક્તિ છે એ પણ ધ્યાનમાં આવવું જોઇએ. એનામાં એવી સંસારી શકિત છે જેનાથી જીવન ઉત્તમ રીતે ચાલી શકે. ધારો કે ગાંધી સ્મારક નિધિમાં દસ કરોડ રૂપિયા એકઠા થયા છે તેને બદલે સો કરોડ એકઠા થાત, તો એનાથી શું વળત ? જ્યારે આપણી રીત પ્રમાણે તો ઘેરઘેર બેંક ખૂલી જાય છે. એની શકિતની કશી સીમા નથી. લેવડ–દેવડ પણ એમાં સ્થાનિક જ થાય છે. તેથી એ અતિ સુલભ યોજના થઈ પડે છે, અને એમાંથી સીધી સામૂહિક શકિત પેદા થાય છે, રચના થાય છે, સંગઠન થાય છે. ત્યાગ અને સમતાનું મહત્ત્વ તો આપણે કબૂલ્યું છે, પણ એ બધી શક્તિઓ છે એ દષ્ટિએ વિચારવું પડશે અને સમજવું પડશે.

### समाजाय इदम् न मम

જે રીતે યજ્ઞમાં આહુતિ આપતી વખતે કહે છે કે इन्द्राय इदं न मम—આ મારું નથી, ઇંદ્ર માટે છે, તે જ રીતે આજે આપણે જે કાંઇ ઉત્પાદન કરીએ છીએ–પછી તે

ખેતીમાંથી હોય, કારખાનામાંથી હોય કે ગમે ત્યાંથી હોય—એ બધાં વિશે કહેવું જોઇએ કે समाजाय इदं न मम—આ બધું મારું નથી, સમાજને માટે અને રાષ્ટ્રને માટે છે. પોતાની પાસે પણ જે કાંઈ હોય તે બધું સમાજને અર્પણ કરવું જોઈએ. પછી સમાજની પાસેથી પોતાની જરૂરિયાત મુજબ જે કાંઇ મળે તે અમૃત હશે.

બચપણથી આપણા ઉપર અનેકના ઉપકાર થયા હોય છે. એ ઋણમાંથી છૂટવા માટે શરીર–પરિશ્રમની માન્ય રીતે કમાયેલી સંપત્તિનો અમુક હિસ્સો સમાજ માટે વાપરવો એ આપણી ફરજ બની જાય છે. એમાં સમાન વહેંચણીનો ઉદ્દેશ પડેલો છે.

અમે છઠ્ઠો હિસ્સો માંગીએ છીએ એટલે શું પાંચ ષષ્ટાંશ સંગ્રહને માન્ય કરીએ છીએ ? પણ અમારા માન્ય કરવાનો સવાલ જ નથી. એ ભલો-માણસ તો છ એ છ ભાગનો સંગ્રહ માન્ય કરીને જ બેઠો છે! એની એ માન્યતા પર અમે આઘાત કરીએ છીએ. છઠ્ઠો ભાગ માંગીને અમે એને વિચાર કરતો કરી મૂકીએ છીએ. ભક્તોએ કહ્યું છે કે જેણે એક વખત હરિનામ લીધું એણે મોક્ષ મેળવવા માટે કમર કસી લીધી કહેવાય. જેણે છઠ્ઠો ભાગ સમાજને નિરંતર અર્પણ કરવાનો નિયમ જીવન-નિષ્ઠા તરીકે ગ્રહણ કર્યો એણે એની આખી સંપત્તિ, એનું સમગ્ર જીવન, એટલે સુધી કે એનો શરીર–નિર્વાહ પણ સમાજને અર્પણ કરવા માટે કમર કસી લીધી. લાંબી નજરે જોતાં સંપત્તિ–દાન–યજ્ઞનું ચિત્ર આવું છે.

### ત્યાગ-બંધન અને ભોગ-બંધન

ઘણાંને જિંદગીભર છઠ્ઠો કે આઠમો હિસ્સો આપવાનો વિચાર જ મહા મુશ્કેલ લાગે છે. પણ એમને એ વિચાર નથી

આવતો કે એકવાર પરણી લે છે તે જિંદગીભર પોતાને બાંધી લે છે કે નહીં ? હિંદુ ધર્મે અલબત્ત સંન્યાસની છૂટ રાખી છે, છતાંયે જે માણસ ગૃહસ્થીનાં આમરણ બંધનમાં બંધાય છે, તે આ નાના સરખા દાનના બંધનની કેમ આનાકાની કરે છે ? અને આમાં તો ત્યાગ જ ત્યાગ છે, ભોગ તો કાંઈ મળવાનો જ નથી. માટે શુદ્ધ વિચાર કરનારાઓ આ ચીજને જીવનનું અંગ માની લે. જે રીતે જિંદગીભર સ્વચ્છ હવા અને સ્વચ્છ આહાર આપણે લઈએ છીએ, તે જ રીતે જીવનભર આપણી સંપત્તિનો એક હિસ્સો લોકોને આપણે આપવો છે. ખરું જોતાં તો હોય તે બધું જ આપી દેવાની વાત હોવી જોઈએ, પણ ટ્રસ્ટી તરીકે પોતાની પાસે કંઈક રાખો અને બાકીનું બધું આપી દો.

## આસક્તિ છૂટતાં બંધારણ બદલાશે

અમે આ જે માલિકીને ખતમ કરવા માંગીએ છીએ, તે બંધારણની વિરુદ્ધ છે, એવું લોકો કહે છે. હું કહું છું કે શું બંધારણ દેવોએ બનાવ્યું છે ? જેમ જેમ મનુષ્યના વિચાર બદલાશે તેમ તેમ એનાં બંધારણ પણ બદલાશે. અમે કોઈ ચીજ જબરદસ્તીથી તો નથી લાદતા ને ? સમજાવવું એ અમારો હક છે અને સમજવું એ લોકોની ફરજ છે. જો એ લોકો સમજી જાય તો એનો અર્થ શું એમ થાય કે એમણે બંધારણનો વિરોધ કર્યો ? અમે તો માનીએ છીએ કે બંધારણ દિવસે દિવસે વિકસતું રહેવું જોઈએ. માલિકીની ભાવના જવી જ જોઈએ. કારણ કે, "અમારી પાસે વધારે બુદ્ધિ, વધારે શક્તિ, વધારે મહત્ત્વનું કામ છે, તેથી અમને વધારે પૈસા મળવા જોઈએ," એવી માન્યતામાં પૈસાનો સંબંધ જવાબદારી સાથે જોડી દેવામાં આવ્યો છે, તેને જ અમે ખોટો માનીએ છીએ.

આ વાત જે મિત્રોનાં દિલમાં વસી હોય, એમની પાસે હું આશા રાખીશ કે તેઓ ગરીબ હોય કે તવંગર, ચાહે ભોગી સંસારી હોય કે ત્યાગી કાર્યકર હોય, સંપત્તિદાનયજ્ઞમાં પોતે દીક્ષિત બને અને આ વિચારને પ્રત્યક્ષ આચરણથી વધુ સાફ કરે.

મારા કામ બાબત કોઈ પ્રકારની ગેરસમજ ન કરશો. આ એક ધર્મ–વિચાર છે. મનુષ્યને આસક્તિમાંથી છોડાવીને અપરિગ્રહી બનાવવો એ મારો ઉદ્દેશ છે. એટલે જે મોટા મોટા પરિગ્રહી છે એમની પાસે જ દાન માગવા જવું એવી વાત નથી. આસક્તિ તો એક લંગોટીમાં પણ રહી શકે છે. એટલે દરેક વ્યક્તિ પાસે પહોંચીને વિચાર સમજાવવો છે અને દાનપત્ર મેળવવું છે.

## છેલ્લામાં છેલ્લું અર્થશાસ્ત્ર

સંપત્તિદાનયજ્ઞ બહુ ઊંડી ચીજ છે. અમે ભૂદાનયજ્ઞમાં દરેકની પાસે ભૂમિ માગીએ છીએ. ખાસ દાનપત્ર લઈએ છીએ એના ઉપર એના હસ્તાક્ષર વગેરે લઈએ છીએ. પછી સરકાર એને મંજૂર રાખે છે અને એનો અમલ થાય છે. એવી પૂરી યોજના આ યજ્ઞમાં નથી. એટલે જે વ્યક્તિ વચનપત્ર લખી આપશે એ જ પોતાના અંતર્યામી ભગવાનને સાક્ષી રાખીને એના વચનનું પાલન કરશે અને હિસાબ પણ રાખશે. એ દાનનો પૂરો ઉપયોગ અમારા કહેવા પ્રમાણે કરવાની જવાબદારી એની ઉપર જ છે. ભૂમિની જેમ આ એકવાર દાન આપીને હાથ ધોઈ નાંખવાની વાત નથી. દર વર્ષે હિસ્સો દેવો પડશે એટલે કે એને પોતાના જીવનને નૈતિક બનાવવાનું કામ કરવું પડશે. અંદરની નિષ્ઠા જગાડવી પડશે.

"સબ સંપતિ રઘુવર કૈ આહી" બધી સંપત્તિ રઘુપતિની છે, પછી છઠ્ઠો હિસ્સો આપવાની વાત તો ગૌણ

છે. થવું તો એવું જોઈએ કે પોતાનું સર્વસ્વ સમાજને આપવું જોઈએ, અને પછી પોતાના શરીરને માટે એમાંથી થોડું લેવું જોઈએ. પણ હજુ સમાજમાં આ જાતની વ્યવસ્થા નથી અને તુરતમાં થવાની પણ નથી, એટલા માટે હમણાં છઠ્ઠો ભાગ આપવામાં આવે અને બાકી જે બચે એમાંથી વળી વધારે આપવાનું વિચારવામાં આવે. છઠ્ઠો ભાગ આપવાનો અર્થ એ છે કે જીવન માટે એક નિશ્ચય કરીને એ આપવાનો છે. એટલો હિસ્સો ના આપીએ તો આપણે પણ પાપી બનીએ છીએ અને આપણું જીવન પણ પાપી બને છે. એટલે આપવું એ કર્તવ્ય માનવું જોઈએ. બીજો કેટલું આપે છે એની ચિંતા આપણે ન કરવી જોઈએ. પણ આપણે પોતે કેટલું આપ્યું એના તરફ ધ્યાન આપવું જોઈએ. બીજાની પરીક્ષા કરવાની આ વાત નથી. આ આધ્યાત્મિક કાર્ય, આત્મસંતોષનું કાર્ય છે, એવું ભાન થયા પછી જ આવું કાર્ય કરવું જોઈએ.

અમને કોઈ માણસ આખી જિંદગી છઠ્ઠો હિસ્સો આપે જાય, તોપણ અમે એમ નહીં માનીએ કે એણે અમારી વાત પૂરેપૂરી સમજી જ લીધી છે. એના હાથમાં કોઈ ખાસ ઉદ્યોગ હોય, તો તેમાં કામ કરનાર બધાનો તે ઉદ્યોગમાં ભાગ છે. તેથી બધાને પોતપોતાનો હિસ્સો મળે અને ત્યાર બાદ જે વધે તે સેવાકાર્યમાં આપવામાં આવે. આ વાત જે સમજ્યો તે સંપત્તિદાનને સમજી ગયો એમ ગણાશે. આ રીતે કરનારો જો થોડું કે ખાય તો તેનું એ ખાવું પણ યજ્ઞ હશે, આહુતિ સ્વરૂપ હશે. આ રીતે પોતાનું આખું જીવન યજ્ઞમય બનાવવાનો આ વિચાર છે. ગાંધીજીની ખૂબ ઉત્કટ ઇચ્છા હતી કે સંપત્તિનો દરેક જણ ટ્રસ્ટી થાય. એ વાત આનાથી પાર

પડશે; આને હું આધુનિકમાં આધુનિક અર્થશાસ્ત્ર માનું છું. એ જ સાચું અર્થશાસ્ત્ર છે.

## સમાનતાની કલ્પના

કારખાનાંના માલિક અને મજૂર એ બેનાં હિત પરસ્પર વિરોધી શા માટે માનવાં? એવું કદી ભાળ્યું છે કે એક અખિલ ભારતીય સંતાનોની સંસ્થા હોય અને બીજી અખિલ ભારતીય પિતાઓની સંસ્થા હોય, અને એ બંને પોતપોતાનાં હિતની રક્ષા માટે સામસામા પેંતરા ભરે? આજે તો શિક્ષક અને વિદ્યાર્થીઓના સંઘ બને છે અને એમ માને છે કે એમનાં હિત પરસ્પર વિરોધી છે. આ બધી વિપરીત બુદ્ધિ છે, આસુરી સંપત્તિનાં લક્ષણ છે. 'શારીરિક શ્રમ કરનારાંઓ પણ આપણી સંપત્તિના ભાગીદાર છે,' એ વિચાર અમે સંપત્તિવાનોને સમજાવવા માંગીએ છીએ.

વેપારમાં જે રીતે ભાગીદારી હોય છે, એ જ રીતે મજૂર અને માલિકની ભાગીદારી કેમ ન હોય? હા, એ વાત સ્પષ્ટ છે કે હું સમાનતાની વાત કરી રહ્યો છું. તો, શહેરવાળાંઓને હું એ જ સમજાવીશ કે ગામડાં પાસેથી તમે ડગલે ડગલા પામ્યાં છો. માટે તમારી સંપત્તિમાં ગામડાંના લોકોનો પણ ભાગ છે એમ માનો. કેવળ એક વાર દાન આપીને છૂટી જવાની ઇચ્છા ના રાખશો. કોઈ પણ ધર્મકાર્યમાંથી માણસ છૂટી જવાની ઇચ્છા નથી રાખતો. હા, પાપકાર્યમાંથી છૂટી જવા ઇચ્છે છે. તો હું સંપત્તિદાન આપનારાંઓને કહું છું કે શું આ પાપકાર્ય છે કે તમે છૂટી જવા ઇચ્છો છો? આને ધર્મકાર્ય સમજીને વારંવાર કરતાં રહો અને જીવનભર કરતાં રહો. લોકો કહે છે કે આ તો બહુ અઘરું છે, પણ હું કહું છું કે એ અઘરું નથી. એક જણે કહ્યું કે

હું દર મહિને તમને રૂા. ૨૫) આખી જિંદગી પર્યંત આપ્યા કરીશ. મેં કેહ્યું, 'આ ઠીક નથી. ધારો કે કાલે તમે ગરીબ થઇ ગયા, તો તમારે પ્રતિજ્ઞા તોડવી પડશે. પણ નક્કી રકમને બદલે જો તમે છઠ્ઠો કે કાંઈ પણ હિસ્સો આપવાનું ઠરાવો તો તે જીવનભર પાળવું તમારે માટે શકય થશે.' આ રીતે જો મારો વિચાર સમજમાં આવી જાય તો એનો ભાર નહીં લાગે. જેમ માણસોને શરીર ભારે પડતું નથી તેમ ધર્મ પણ ભારે ન પડવો જોઇએ. ધર્મવિચાર જીવનદાયી વિચાર હોય છે.

સંપત્તિદાનયજ્ઞ ભૂમિદાનયજ્ઞ જેટલો જ ઊંડાણવાળો છે. જમીન બધાંની પાસે નથી હોતી, પણ સંપત્તિ તો દરેક પાસે હોય છે. અને જમીન સંપત્તિનો જ એક પ્રકાર છે. સંપત્તિમાં બુદ્ધિ, શકિત, પૈસા બધું જ આવી જાય છે.

કોઇની પાસે ઓછું હોય તોપણ અમે ઇચ્છીએ છીએ કે એ એના અધૂરા રોટલામાંથી થોડો રોટલો ગરીબને માટે આપે. એનો અર્થ એ છે કે આપણે આપણા ઘરમાં એક જણને દાખલ કરીએ છીએ. એટલે આ બહુ વિચારવા જેવી વાત છે. એનો અર્થ એ થયો કે દરેકે પોતાના જીવનમાં થોડી કરકસર કરવી પડશે. કેટલાક લોકોને તો પોતાના પેટમાંથી થોડું કાપીને પણ આપવું પડશે. એ પોતાના કુટુંબનો નિર્વાહ તો કરશે જ પણ એની સાથે સાથે દરિદ્રનારાયણની પણ ફિકર રાખશે. આ એક ધર્મવિચાર છે અને જોઈ સમજીને એનો અમલ કરવાનો છે. હિંદુસ્તાનમાં દાનની પરંપરા ચાલતી આવી છે. પણ ભૂખ્યાંને ખવડાવીને પછી ખાવું એને દાન કહે છે. એમાં જ આપણી ખાનદાની છે. આજકાલ એ થોડું ઓછું થઈ ગયું છે, અને શહેરોમાં તો બહુ જ ઘટી ગયું છે. પણ મેં કહ્યું છે કે જે ગુણ આજ સુધી વ્યકિત-

ગત રૂપે હતા એમને હવે સામાજિક રૂપ આપવાનું છે. કેટલાક ગુણોનો વિકાસ જ નથી થયો, અને તે આપણે કરવો છે. દયાનો વિકાસ થયો છે, પણ દયાનો અર્થ એ હતો કે બીજાનું દુઃખ આપણાથી નહોતું જોવાતું, નહોતું સહેવાતું, તેથી કંઈક આપવાની પ્રેરણા થઈ જતી હતી અને આવે વખતે મદદ કરવાનું સ્ફુરતું. આવું અત્યાર સુધી દયાનું સ્વરૂપ રહ્યું છે. પણ હવે એને નિત્ય જીવનનું એક અંગ બનાવવું છે. જેવી રીતે આપણે રોજ નહાઈએ છીએ, તેવી જ રીતે કેટલાક વિચારો પણ આપણે રોજના અમલમાં આણવા પડશે. માણસ એવો વિચાર નથી કરતો કે જ્યારે હું ગંદો થઈ જઈશ, ત્યારે નહાઈશ. એ તો રોજ નહાય છે. દયાને આપણે વ્યાપક કરીએ તો એનો વિકાસ થાય છે. આપણે આપણા ભાઈઓ પર કે દીકરા પર દયા કરીએ છીએ ? આપણે તો એનો હક માનીએ છીએ અને હક માનીને જે આપવું જોઈએ તે આપીએ છીએ. આ રોજના આચરણની વાત છે. દયાને પણ સાર્વજનિક રૂપ આપીએ કે તરત બીજાંની ફિકર કરવાનું શરૂ થશે.

જો સમાનતા આચરીશું તો એમાં દયા પણ આવશે. અને જ્યાં દયાને સાર્વજનિક સ્વરૂપ આપવું હોય ત્યાં સમાનતા અને સમવિભાજન (સરખી વહેંચણી) આવી જ જાય છે.

## સંપત્તિદાનનું સ્વરૂપ

એક વસ્તુ સાફ સમજી લેવી જોઈએ કે સંપત્તિદાન-યજ્ઞમાં કોઈ ફંડ એકઠું કરવાની કલ્પના નથી. આ યજ્ઞની વિશેષતા જ એ છે કે એમાં દાન મેળવવાની રીત જુદી છે. જો કોઈ એક સ્થળે ફંડ એકઠું કરવાની કલ્પના હોત તો એ યજ્ઞ ન કહેવાત. "યજ્ઞ" શબ્દ આમાં અર્થ વગર નથી ઉમેર્યો, બરાબર જોઈ વિચારીને લગાડયો છે. આ એક એવો

વિચાર છે કે જેમાંથી કોઇ બચે તેમ નથી. દરેકને આમાં આહુતિ આપવાની તક મળે છે. સત્ય વગેરે જેવાં જે ધર્મ-કાર્યો બધાંને લાગુ પડે છે, જે અક્ષરશઃ સાર્વજનિક હોય છે, એટલે કે બધાં લોકોને માટે હોય છે, એને જ મુખ્ય ધર્મ અથવા પ્રથમ ધર્મ કહેવામાં આવે છે. " नः तानि धर्माणि प्रथमानि आसन् । " તો સંપત્તિદાનયજ્ઞ આજકાલના બીજાં ફંડફાળાઓથી બિલકુલ જુદી વસ્તુ છે. એમાં અમે દાનપત્ર લઇએ છીએ પૈસા નથી લેતા. દાનનો ઉપયોગ દાતા પોતે જ ગરીબોની સેવાને માટે કરે છે. પણ ગરીબોને પણ એ પૈસાને રૂપે મદદ નહીં કરે. કેટલાક જણે શંકા કાઢી છે, અને એ ખરી પણ છે, કે પૈસાનો તો દુરુપયોગ થાય. પણ સંપત્તિદાનમાં તો કોઈ વ્યકિતને માટે પૈસાનો ઉપયોગ થશે જ નહીં. સામુદાયિક કામોને માટે થાય જેમકે કૂવા માટે સિમેંટ ખરીદો કે બે–ત્રણ ખેડૂતોને ભાગમાં એક બળદની જોડ આપી. હવે એમ ધારવું કે એ બળદજોડ પણ વેચી નાંખશે અને એમાં પૈસા વેડફી નાંખશે, એ કાંઇક વધુ પડતી કલ્પના કહેવાય. અમારી સદ્‌ભાવનાથી એનાં હૃદયમાં પણ સદ્‌ભાવના પેદા થશે, એવી શ્રદ્ધા રાખીને અમે ચાલીએ છીએ. આ કાંઈ "અંધ–શ્રદ્ધા" નથી, પણ "અનુભવ–શ્રદ્ધા" છે. જ્યારે અમે લોકો ગામેગામ પહોંચી જઈને ઘેરઘેરથી છઠ્ઠો, આઠમો કે દસમો ભાગ લઈશું, ત્યારે એમની પાસેથી પૈસા તો નહીં જ લઇએ. લોકો અનાજ આપશે, બીજી કોઈ ચીજવસ્તુ આપશે. આ જે ચીજો મળશે, તે પણ સમૂહને મળશે, ગામોને મળશે, અને એ પ્રમાણે ગામેગામ સામૂહિક લક્ષ્મી એકઠી થશે. હું પૈસો કે સંપત્તિ શબ્દ નથી વાપરતો, કારણ કે એમાં ગેરસમજ થવાનો સંભવ

છે. લક્ષ્મી કહું છું. દાખલા તરીકે સુતાર પાંચ હળ બનાવી આપશે. બીજું કોઈ વળી બીજું કશું સાધન આપશે. તો એ બધું મળીને સામૂહિક લક્ષ્મી જ બનશે. આ જ વાત અમે ગામડાંમાં કહીશું અને આ જ શહેરવાળાંઓને પણ સમજાવીશું એમને કહીશું કે તમારી સંપત્તિમાં બીજાઓનો પણ ભાગ છે. તમે તમારી જાતને એના માલિક શા માટે માનો છો ? તમે પણ તમારી સંપત્તિના એક ભાગીદાર જ છો. એમ શા માટે માનો છો કે તમારી અને સમાજની વચ્ચે કશો વિરોધ છે ?

## દાતાના વચન પર જ ભરોસો

એક છાપાવાળાએ મારા વિષે ટોળમાં કહ્યું હતું કે વિનોબાને તો નથી જમીન જોઈતી કે નથી સંપત્તિ જોઈતી. એમને તો કેવળ દાનપત્ર જોઈએ છે. એ તો કાગળિયાં માગનારા દેવ છે. ફૂલથી રીઝનારા દેવને જેમ તમે ફૂલના હાર ચઢાવો છો તેમ આમના ગળામાં દાનપત્ર ચઢાવી દો તો તમારી 'ખરચત નહીં ગઠરી, ભજો રે ભૈયા રામ ગોવિંદ હરિ !' એણે તો એ ટોળમાં કહ્યું હતું, પણ ખરેખર વાત એ જ છે. અમારા દિલમાં એ આદમીના પૈસા કરતાં એના વચનની કીમત ઘણી વધારે છે. સંપત્તિદાનયજ્ઞમાં આજે તો એટલી બાંહેધરી પણ છે કે એનો ઉપયોગ કેવી રીતે થશે એ હું સૂચવીશ. પણ જ્યારે કરોડો દાન આ રીતે મળવા માંડશે ત્યારે સૂચના કરવાનું પણ નહીં બની શકે, ત્યારે તો પોતાની મેળે વહેંચણી થવા માંડશે.

## સંપત્તિદાનયજ્ઞ અંગે માર્ગદર્શન

(૧) સંપત્તિ દરેકે પોતાની પાસે જ અથવા કોઈ ઓળખીતાની પાસે રાખવાની છે. (૨) જે ભાગ આપવાનો છે તે જીવનભર આપવાનો છે. તેથી કુટુંબના જવાબદાર માણસોની

સંમતિથી આ કામ કરવું જોઇએ. (૩) દેવાદારને આમાં અવકાશ નથી. દેવામાંથી છૂટવું એ એનું પહેલું કામ હશે. (૪) સંપત્તિનો ઉપયોગ મારી સૂચના મુજબ કરવાનો છે. આ આખી યોજનાની આ એક બહુ મોટી બાંહેધરી છે. (૫) સંપત્તિદાનયજ્ઞમાં મળનારી જે તે વર્ષની રકમ જે તે વર્ષમાં જ ખરચાશે. બાકી રહેવાનું કશું કારણ નથી. દેશમાં એટલું વિશાળ કામ કરવું છે કે ગમે તેટલી સંપત્તિ મળે તોપણ પૂરેપૂરી એમાં આસાનીથી ખરચાઈ જવાની છે. (૬) સંપત્તિનો ઉપયોગ હાલ તરત મુખ્યત્વે ત્રણ બાબતો પર કરવાનું વિચાર્યું છે. (અ) જે ભૂમિહીન કિસાનોને જમીન અપાય તેમને બી, બળદ, કૂવા વગેરે રૂપે મદદ કરવી. (આ) ત્યાગી સેવકવર્ગને અલ્પતમ સેવા–ધન આપવું, (ઈ) સાહિત્યનો પ્રચાર કરવો. (૭) સંપત્તિદાનયજ્ઞમાં ભાગ આપનારાંનાં જીવનનો પરિચય કરવાની હું ઇચ્છા રાખું છું. તે માટે આ યજ્ઞમાં ભળવાની ઇચ્છા ધરાવનારાંઓએ પોતાને અંગેની ટૂંકી માહિતી મને મોકલવી જોઇએ.

卐

## સંપત્તિદાનયજ્ઞ

[શ્રી કૃષ્ણદાસ જાજૂ]

卐

### પ્રાસ્તાવિક

હવે આખો દેશ ભૂદાનયજ્ઞથી પરિચિત થઈ ગયો છે. જ્યારે કાર્યકર્તાઓ ભૂદાનયજ્ઞ માટે જમીનદારો પાસે જમીન માંગવા જતા ત્યારે કેટલાક જમીનદાર એવો પ્રશ્ન કરતા કે જેવી રીતે અમારી પાસે જમીન માંગવામાં આવે છે એવી રીતે જે ધનવાનો છે અને જેમની પાસે કરોડોની સંપત્તિ પડી છે, એમની પાસેથી એમની સંપત્તિનો હિસ્સો કેમ નથી માગ-

વામાં આવતો ? ખરું જોતાં સંપત્તિદાનયજ્ઞ ભૂદાનયજ્ઞના ગર્ભમાં પડ્યો જ હતો. આજ સુધી એણે પ્રગટ સ્વરૂપ નહોતું ધારણ કર્યું એટલું જ. બંને યજ્ઞોમાંથી પ્રથમ કેવળ ભૂદાનની જ શરૂઆત કેમ થઈ એનો ખુલાસો પૂજ્ય વિનોબાએ અનેકવાર કર્યો છે અને દરેક જણ સમજી શકે છે કે જમીનનો પ્રશ્ન કાંઈક વિશેષ અને નિરાળો જ છે. ઈશ્વરે જમીન પેદા કરી અને મનુષ્યને પણ પેદા કર્યાં. મનુષ્યના જીવનનો આધાર જમીન જ છે. પણ શરીરશ્રમ મારફત એમાંથી કાંઈક પેદા કરવામાં આવે ત્યારે જ તેમાંથી પેટિયું નીકળે છે. હવા અને પાણીની જેમ જમીન ઉપર કોઈની વ્યક્તિગત માલિકી રહે એ ન્યાયની વાત નથી. જમીન સમાજની જ સમજવી જોઈએ ઈશ્વરનો સંકેત તો એવો દેખાય છે કે મનુષ્ય જમીન ઉપર મહેનત કરીને પોતાનો નિર્વાહ કરે અને જે આવો શ્રમ કરે એને એનાં પૂરાં ફળ પણ મળે. પરંતુ માણસનાં ખોટાં કરતૂતને લીધે કાંઈક એવું ગોઠવાઈ ગયું છે કે જે જમીન ઉપર મહેનત નથી કરતાં એવાંઓ પાસે મોટા પ્રમાણમાં જમીન એકઠી થઈ ગઈ છે અને જે ખેતી કરે છે અગર ખેતી કરવા માગે છે એવા અનેક લોકોની પાસે પોતાનું પેટ ભરવા જેટલી પણ પોતીકી માલિકીની જમીન નથી. પરિણામે એમને એમની મહેનતનાં ફળનો મોટો હિસ્સો કહેવાતા માલિકોને દઈ દેવો પડે છે. એટલે ભૂમિહીનોને ભૂમિ દેવાનો પ્રશ્ન પહેલો હાથમાં લેવો એ ઠીક જ હતું. વળી સાથે ઘણાં કામો હાથમાં લેવાથી એકેય સરખું ઊતરતું નથી, મનુષ્યની શક્તિ મર્યાદિત હોય છે. એટલે એક કામ હાથમાં લઈને એની પાછળ પડીએ તો જ એના સફળ થવાની આશા હોય છે. હવે ભૂદાનયજ્ઞનું કાર્ય પૂરતા પ્રમાણમાં ચીલે ચડી ગયું છે અને એના સફળ થવા વિષે શંકા નથી રહી, એટલું જ. નહિ પરંતુ જેમને

યજ્ઞની જમીન આપવામાં આવે છે એમને સાધન-સામગ્રી મેળવી આપવા માટે પૈસાની જરૂર પણ ઊભી થઈ છે. તેથી હવે સ્વાભાવિક રીતે સંપત્તિદાન જરૂરી બની જાય છે. સમય આવે ભૂદાનયજ્ઞની માફક સંપત્તિદાનયજ્ઞનું ધર્મ-ચક્ર-પ્રવર્તન પણ જોરથી ચાલવા લાગશે. એટલા માટે વિનોબાએ આ વિષય ઉપર જે કાંઈ પ્રવચનો કર્યાં છે એનો ઝીણવટથી અભ્યાસ કરી લેવો જરૂરી છે. આ પુસ્તિકામાં એમનાં પ્રવચનોનો કેટલોક ભાગ શરૂઆતમાં આપવામાં આવ્યો છે. હું જ્યારે ભૂદાનયજ્ઞના પ્રચાર માટે ફરતો હતો ત્યારે ભૂદાનયજ્ઞની સાથે સંપત્તિદાનયજ્ઞ વિષે જે વિચારો મારા મનમાં આવ્યા એ મેં અહીં ટૂંકાંમાં લખવાનો પ્રયત્ન કર્યો છે. ખાસ કરીને મારું નિવેદન ધનવાન વ્યક્તિઓ પ્રત્યે છે. ઘણીવાર જે પરંપરાથી ચાલ્યું આવતું હોય છે એને આપણે યોગ્ય માની લઈએ છીએ. એનાં મૂળમાં જવાનો પ્રયત્ન નથી કરતા. જો એનાં મૂળ તપાસીએ તો કદાચ આપણને આપણી વિવેકબુદ્ધિથી જ સમજાઈ જાય કે આપણે આજ સુધી સેવેલી માન્યતાઓ કેટલી ભૂલભરેલી છે. અહીં હું કેટલાક વિચારો ધનવાનો પ્રત્યે એમની વિચારણા માટે એવી આશા સાથે મૂકું છું કે પૈસો કમાવો, એને પોતાની પાસે સાચવવો અને વાપરવો એ અંગે આપણા જે કાંઈ ખ્યાલ બંધાયા છે એ કેટલી હદે સાચા છે એનો વિચાર તેઓ જાતે કરી શકે. આ જ જાતના મનોમંથનથી મનુષ્ય પોતાની આધ્યાત્મિક પ્રગતિ કરે છે.

## 'દાન' અને સંપત્તિનું સ્વામિત્વ

આ યજ્ઞોમાં જે 'દાન' શબ્દ વપરાયો છે એનો અર્થ સમજી લેવાની જરૂર છે. આજ સુધી દાન શબ્દનો એવો અર્થ મનાતો આવ્યો છે કે એક વ્યક્તિ દયા કરીને બીજાને કંઈક આપે અથવા પોતાનો પરભવ સુધારવા માટે

કાંઈક ખર્ચ કરે. વિનોબાજીએ બતાવ્યું છે કે શ્રીમદ્ શંકરાચાર્યજીએ દાનનો અર્થ "સંવિભાગ" એવો કર્યો છે. સંવિભાગ એટલે સમ્યક્ વિભાગ અર્થાત્ સંયુક્ત કુટુંબના ભાઈઓમાં હકથી થાય છે તેવી વહેંચણી. આ અર્થમાં વિનોબાજી એ શબ્દનો ઉપયોગ કરી રહ્યા છે. દાનના પ્રચલિત અર્થમાં એવું માની લેવામાં આવ્યું છે કે દાતા દાનમાં અપાતી ચીજનો માલિક છે અને પોતાની પાસે એ રાખવાનો એને અધિકાર છે. પરંતુ ભૂદાનયજ્ઞનો એવો આશય છે કે આપણી પાસે જરૂરિયાત કરતાં જે જમીન વધારે હોય એના ઉપર આપણો અધિકાર નથી. કેટલાંક કારણોસર એ આપણા હાથમાં આવી ગઈ, અને આજ સુધી આપણે એને આપણી પાસે રાખી. એ ભૂલ થઈ ગઈ તે હવે સુધારી લેવી છે. એ જ પ્રમાણે સામે પાસે જે ભૂમિહીનને ભૂમિ દેવામાં આવે છે, એ એવું ન માને કે દીનતા અથવા દરિદ્રતાને કારણે જે ચીજ ઉપર એનો અધિકાર નથી એ પોતે બીજાની મહેરબાનીની રાહે મેળવી રહ્યો છે. ઊલટાનું એ તો એવું સમજીને લે કે એ મેળવવાનો એનો હક હતો.

## અધિકારમાં અનધિકાર કેવી રીતે ?

આજે સંપત્તિ અંગે જે વિચાર-સરણી પ્રચલિત છે, એને જોતાં ઉપરનું કથન કાંઈક અજાયબીભર્યું લાગે એવું છે. સંપત્તિનો માલિક એવું માને છે કે મારી મહેનત ચાહે શારીરિક હોય કે ચાહે બૌદ્ધિક હોય,—મેં મહેનત કરીને કમાણી કરી છે. કોઈનું ચોરી નથી આણ્યું. કાયદાએ જે સાધન –સગવડ કરી આપ્યાં છે એની જ મદદ વડે પૈસા કમાયો છું. એ ભોગવવાનો મારો અધિકાર છે. મારો એ અધિકાર કાનૂને કબૂલ્યો છે. સમાજે પણ કબૂલેલો છે. આ હાલતમાં એ સંપત્તિ ઉપર મારો અધિકાર નથી એ વાત ગળે ઊતરતી નથી. એ જ

રીતે જેને દાન મળશે એણે એ જમીન કે સંપત્તિ મેળવવા કશી મહેનત નથી કરી, એની સાથે એને કશો સંબંધ નથી, અને કાયદેસર પણ એને એનો કશો અધિકાર નથી. આવું હોય ત્યારે એનો હક છે એ વાત કઈ રીતે માની શકાય? કેવળ કલ્પનાથી વહેવારુ કામ કેવી રીતે ચાલી શકે? કાયદાનો પણ ટેકો ન હોય તેવી હાલતમાં કમાયા વિના કોઈ પણ ચીજ ઉપર કોઈનોયે હક કઇ રીતે લાગે?

## કાયદા અને માન્યતા કરતાં ન્યાય સર્વોપરી છે

આપણે આ પ્રશ્નનો ઉત્તર દેવાનો પ્રયત્ન કરીએ. કાયદો અને સમાજની માન્યતાનું મૂલ્ય આંકવું પડશે. એ ભૂલવું ન જોઇએ કે કાનૂન અને માન્યતા ઉપરાંત ન્યાય જેવી પણ એક ચીજ છે, જે સર્વોપરી છે. એનો અધિકાર કોઈ ડુબાવી શકતું નથી, કેમ કે એનું મૂળ બહાર નથી પણ અંતરમાં, આત્મામાં, મનુષ્યની સદ્-અસદ્-વિવેકબુદ્ધિમાં છે. આ બાબતમાં એ વાત પણ ખ્યાલમાં રાખવી જોઇએ કે કોઇ એક સમયે સમાજની અથવા કાનૂનની જે ધારણા હોય છે એ બરાબર જ હોય છે એવું નથી હોતું. કાનૂન તો મોટે ભાગે પ્રચલિત પરંપરાને અનુસરે છે. સમાજની માન્યતા પણ ઘણુંખરું રૂઢિ પ્રમાણે ચાલતી હોય છે. કાનૂન અથવા સમાજ જે માને છે એ સદા ન્યાયી જ હોય છે એવું નહિ કહી શકીએ. દીર્ઘકાળના ઇતિહાસનું પરીક્ષણ કરવાથી માલૂમ પડશે કે એક જમાનામાં જે માન્યતાઓ સાચી મનાતી, એમાં સમય જતાં ધરમૂળથી ફેરફાર થઈ ગયો. માન્યતા બદલાતાં જ કાનૂન પણ બદલાયા. જ્યાં સુધી માન્યતા ચાલુ રહી ત્યાં સુધી એના ખરાપણા વિષે કોઇના મનમાં શંકા નહોતી. જો કોઇ રડ્યાખડ્યાને શંકા રહી હોય તોયે એ સમયની વિચારસરણી ઉપર

એવાની કશી અસર નહોતી પડી. સમય જતાં વિવેક જાગૃત થયો. માણસે જોયું કે જે વાત આજે માનવામાં આવે છે એ ઘોર અન્યાયથી ભરેલી છે. છેવટે એમાં ફેરફાર થયો જ. માન્યતા બદલાતાં રાજસત્તાને કાનૂન પણ બદલવા પડે છે. જો રાજસત્તા એવું ન કરે તો એ ટકી નથી શકતી. વિવેક જાગૃત થયા પછી અર્થાત્ ભૂલ નજરે પડયા પછી, માન્યતા ગમે તેટલી જૂની અને વ્યાપક હોય તો યે એને બદલાવું જ પડે છે. સ્પષ્ટીકરણ માટે એક બે દાખલા લઈએ. ગુલામીની પ્રથા હજારો વર્ષ સુધી અને તે ય જગતભરમાં ચાલતી રહી. એ લાંબા ગાળામાં વિદ્વાન, તત્ત્વવેત્તા અને સાધુ–સંતો થયા હતા છતાં પણ એ ચાલતી રહી. એક મોટા નામાંકિત તત્ત્વવેત્તાએ પણ એનું સમર્થન કર્યું હતું. કેટલાક ગુલામ લોકો પોતે પણ એવું માનતા હતા કે પ્રથા એમના હિતમાં છે. એમ છતાં માનવોનો વિવેક જાગૃત થયો. પોતાના જેવાં જ હાડચામનાં બનેલાં અને સુખદુઃખની લાગણીઓ અનુભવનારાંઓને એક બીજો બળવાન અથવા ધનવાન મનુષ્ય ગુલામીમાં જકડી રાખે એ વાત શું ન્યાયી છે, એવો પ્રશ્ન સામો આવ્યો. એનો ઉકેલ કરવા માટે અંદરોઅંદર યુદ્ધો પણ થયાં. અંતે ગુલામી પ્રથાનો અંત આવ્યે જ છૂટકો થયો. એ જ પ્રમાણે રાજાઓની સંસ્થાની વાત છે. જગતભરમાં હજારો વર્ષો સુધી વ્યક્તિઓનું, બાદશાહોનું, રાજ્ય ચાલ્યું. આપણા ભારતમાં તો "નાऽविष्णुः पृथ्वीपतिः" (ભૂપતિ એ જ વિષ્ણુ છે) સુધીની અવળી માન્યતા પ્રવર્તતી હતી. પણ અંતે સવાલ પેદા થયો કે શું કોઈ એક વ્યક્તિને કરોડો લોકોને પોતાની સત્તા તળે રાખવાનો અધિકાર છે? એ પ્રશ્નને ઉકેલવા માટે અનેક ઘનઘોર યુદ્ધો થયાં અને સૈકાંઓ સુધી ક્યાંક ને ક્યાંક ઝઘડા ચાલતા રહ્યા. અસંખ્ય લોકોને યાતનાઓ વેઠવી પડી.

છેવટે રાજાશાહી ખતમ થઈ અને રાજ્યસત્તા પ્રજાના હાથમાં આવી. આજે પણ જોકે લોકશાહીને નામે કોઈ કોઇ વ્યકિતઓ એમની અનિયંત્રિત સત્તા ચલાવવાની કોશિશ કર્યા કરે છે, પણ એ બધાંને ખટકે છે અને નિઃસંશય માની લેવું જોઇએ કે અંતે એવું ટકવાનું નથી. આપણે ત્યાંની અસ્પૃશ્યતાની વાત પણ આવી જ છે. આપણે એ ધાર્મિક વસ્તુ છે એમ પણ માન્યા કરતાં હતાં. જ્યારે હવે એ કાનૂનથી જ શિક્ષાપાત્ર બની છે. આવાં અનેક ઉદાહરણો આપી શકાય અને સાબિત કરી શકાય કે વખતોવખત વિચારોમાં મોટાં મોટાં પરિવર્તનો થયાં છે અને હજારો વર્ષોથી ચાલી આવતી માન્યતાઓ છોડી દેવી પડી છે. આવું જ કંઇક સંપત્તિના માલિકી–હક બાબતમાં છે.

## સંપત્તિ કઈ રીતે પેદા થાય છે ?

સંપત્તિ કઇ રીતે પેદા થાય છે એ વિષે આપણે અહીં થોડો વિચાર કરી લઇએ. રૂપિયા, નોટ, સોનું–ચાંદી કે સિક્કા એ સંપત્તિ છે એ ખ્યાલ ખોટો છે. એ તો સંપત્તિના માપ–તોલ કરવાનાં સાધનો છે. માણસને કોઈ ને કોઈ સ્વરૂપમાં ઉપયોગમાં આવે એનું નામ સંપત્તિ. એમાંની કેટલીક એવી છે કે જેના વિના માણસ જીવી શકે તેમ નથી અને કેટલીક સુખસગવડ અને આરામ માટે હોય છે. અન્ન, વસ્ત્ર અને મકાન એ મનુષ્યની પ્રાથમિક આવશ્યકતાઓ છે. એના વિના માણસનો જીવન–વ્યવહાર ચાલી શકતો નથી. આ ઉપરાંત બીજી અનેક ચીજો છે જેના વિના માણસ ચલાવી લઈ શકે છે. ત્યારે સંપત્તિ રૂપી આ ચીજો બને છે કઇ રીતે ? એ એની મેળે તો બનતી નથી કે નથી આકાશમાંથી ટપકતી. કોઈ જન્મ સાથે તો કશુંયે લાવતું નથી, જન્મ સાથે તો કેટલીક જરૂરિયાતો જ પેદા થાય છે, જે પૂરી

પાડવા માટે નિરંતર ખટપટ. કરવી પડે છે. સૃષ્ટિમાં જે અનેક પ્રકારનાં દ્રવ્યો છે એની ઉપર મનુષ્ય શારીરશ્રમ કરે છે ત્યારે આ જરૂરી ચીજો પેદા થાય છે. એટલે સંપત્તિનાં મુખ્ય સાધન એ છે : સૃષ્ટિનાં દ્રવ્યો અને મનુષ્યનો શરીરશ્રમ. યંત્ર વડે કેટલીક ચીજો બનતી દેખાય છે, પણ એ યંત્રો પણ શરીરશ્રમથી બને છે અને એમને ચલાવવા માટે પણ સીધી કે આડકતરી રીતે શરીરશ્રમની જરૂર પડે છે. કેવળ બૌદ્ધિકશ્રમથી કોઈ ઉપયોગી ચીજ પેદા થતી નથી. એનો અર્થ એ થયો કે શરીરશ્રમ વિના કોઈ સંપત્તિ પેદા થઈ શકતી નથી. પણ છેવટે સંપત્તિની માલકીમાં શરીરશ્રમ કરનારનું સ્થાન શું છે? જે પ્રત્યક્ષ શારીરશ્રમનું કામ કરે છે એને તો ગરીબીમાં અને દુઃખમાં જ જીવન વીતાવવું પડે છે. અને એમની જ મારફતે પેદા થયેલી સંપત્તિ બીજા જ થોડાક લોકોના હાથમાં એકઠી થતી જાય છે. શ્રમજીવીઓની બનાવેલી ચીજો વેપારીઓ અથવા બીજાઓના હાથમાં પડે છે અને એની લેવડદેવડથી થોડા લોકો માલદાર બની જાય છે. આખું વર્ષ મહેનત કરીને ખેડૂત અનાજ પેદા કરે છે. ઘણી વખત તો એની પોતાની જરૂરિયાતો પણ પૂરી નથી પડતી, પણ એ જ અનાજ વેપારીઓ પાસે જઈને એમને ધનવાન બનાવે છે. જે મજૂરોની મહેનત વિના કારખાનાં ચાલી જ ન શકે એમને તો વધારાના મળતરની આશા નથી. જો મજૂર લાયકાત મેળવી લે તો ધનિકો અને વ્યવસ્થાપકો વગર પણ કારખાનાં ચાલી શકે. એકલા બુદ્ધિમાન અને ધનિક પોતે તો એ કદાપિ નહીં ચલાવી શકે. એમ છતાં એ ધનિકો અને વ્યવસ્થાપકોને મજૂરો કરતાં કેટલાય ગણું વધારે મળે છે. સંપત્તિ પેદા કરે છે મજૂર અને ધન એકઠું થાય છે મજૂરી નહીં કરનારાં પાસે.

એટલું જ નહિ પણ એવાઓ પાછા મજૂરી અને મજૂરો તરફ તિરસ્કારની નજરે જુવે છે. આ પ્રમાણે સંપત્તિ થોડાં માણસોના હાથમાં એકઠી થાય છે. આવા લોકોની સંખ્યા સેંકડે ૫–૧૦ ટકા જેટલી જ છે. જ્યારે શરીરશ્રમ કરનારની સંખ્યા સેંકડે ૯૦–૯૫ ટકા છે. આ ધનિકોની સંપત્તિનું મૂળ ઊગમ સ્થાન જોશો તો એ મહેનતુની મહેનતમાં જ દેખાશે. ધનિકો પાસે જે પૈસા છે એ મહેનતુ અથવા ગરીબનાં ગજવાંમાંથી જ નીકળેલા દેખાશે. ગરીબોને એમના શ્રમનાં પૂરતાં ફળ મળતાં નથી અથવા તો ગરીબ વધારે ગરીબ થાય છે, એમાંથી ધનિકોની સંપત્તિ વધે છે. એ સંપત્તિ ઉપર એમનો માલિકી હક માનવામાં આવે છે. કાનૂન અગર સામાજિક માન્યતા ગમે તેવી હોય, પણ શું આ સ્થિતિ ન્યાયની દૃષ્ટિએ બરોબર છે?

### શ્રમજીવી અને બુદ્ધિજીવી વચ્ચેનો ભેદ અન્યાયી

જીવનનિર્વાહ અથવા પૈસા કમાવા માટે અનેક ધંધાઓ ચાલી રહ્યા છે. એમના ઉપરટપકે બે મોટા ભાગ પાડી શકાય. કેટલાક ધંધા એવા છે કે જેમાં શરીરશ્રમ આવશ્યક હોય છે, અને કેટલાક એવા છે કે જે કેવળ બુદ્ધિના બળ ઉપર ચાલે છે. પહેલા પ્રકારના ધંધાઓને આપણે શ્રમજીવીઓના ધંધા અને બીજાને બુદ્ધિજીવીઓના ધંધા કહીએ છીએ. રાજકાજ ચલાવવાવાળા પ્રધાનો વગેરે તથા ઊંચામાં ઊંચા હોદ્દાથી માંડીને છેક નીચેના કારકૂન સુધીના રાજ્યના અમલદારો, ન્યાયાધીશ, વકીલ, ડૉક્ટર, શિક્ષક, વેપારી, ગુમાસ્તા વગેરે બધા એવા ધંધાવાળા છે, જે એમનું ભરણ–પોષણ કેવળ બૌદ્ધિક કામ વડે કરે છે. બીજા વર્ગમાં ખેડૂત, મજૂર, સુથાર, લુહાર, કડિયા, ચમાર, ભંગી વગેરેનો સમાવેશ થાય છે. સમાજના વ્યવહાર માટે આ બુદ્ધિજીવીઓ અને શ્રમજીવીઓ બન્ને

પ્રકારના લોકોના ધંધાઓ જરૂરી છે. પણ સામાજિક દૃષ્ટિએ આ ધંધાઓનાં મૂલ્યોમાં બહુ ફરક છે. એવી પણ દલીલ કરવામાં આવે છે કે જેમ કેટલાક લોકોને શરીરશ્રમ કરવો પડે છે એમ બીજાઓને બૌદ્ધિક શ્રમ કરવો પડે છે. બૌદ્ધિક શ્રમનું મહત્ત્વ શરીરશ્રમ જેટલું જ છે, અથવા એથી અધિક પણ છે. પણ આપણે જરા ઊંડાણથી વિચારીશું તો ખબર પડશે કે સમાજના ટકી રહેવાની દૃષ્ટિએ, સ્થિતિ કંઈક જુદી જ છે. ધારો કે શ્રમજીવીઓ એકાએક એમના ધંધા છોડી દેવાનું નક્કી કરી નાંખે તો પરિણામ શું આવે? મનુષ્ય-જીવનની પ્રાથમિક જરૂરિયાતોની ચીજો પણ પેદા નહિ થઈ શકે, સમાજ જીવતો નહીં રહી શકે. બીજી બાજુ બુદ્ધિજીવી લોકો એમનો ધંધો છોડી દે તો એથી સમાજમાં થોડી અવ્યવસ્થા જરૂર થાય, પણ સમાજ મરી નહીં જાય. બુદ્ધિજીવીઓનું જીવન પણ શ્રમજીવીઓના ધંધા ઉપર અવલંબે છે. આના ઉપરથી સમાજના અસ્તિત્વ માટે શ્રમજીવીઓનું કેટલું મહત્ત્વ છે તે સમજી શકાય છે. આવું હોવા છતાંયે કમનસીબી એવી કે શ્રમજીવીઓની મજૂરી અથવા આવક ઓછી છે, સમાજમાં એમની પ્રતિષ્ઠા ઓછી છે અને એમને એમનું જીવન મોટે ભાગે દુઃખમાં જ વીતાવવું પડે છે. બાળકોની કેળવણી, બીમારીમાં દવાદારુ, મનોરંજન વગેરે વાતો તો એમને માટે બહુ દૂરની છે. એને સામે પાસે બુદ્ધિજીવીઓનાં વેતન અથવા નફા ઘણાં હોય છે અને સમાજમાં એમને ખૂબ ઊંચા માન-અકરામ તથા એશઆરામ પણ મળે છે. આ વ્યવસ્થામાં આજે સમાજને કશું ખોટું નથી દેખાતું. કાનૂન પણ આ સ્થિતિનું સમર્થન કરે છે. એમ છતાં એ પ્રશ્ન તો રહે જ છે કે શું આ ન્યાયની નજર બરાબર છે?

### એને વધુ ધન કમાવાનો અધિકાર છે?

ધનના સંચયની અને વધારે ધન કમાવાની તરફેણમાં પણ

કેટલીક વાતો કહેવામાં આવે છે એનો પણ વિચાર કરવો જોઇએ. દેશ અને વિદેશોનાં ઊંચાંમાં ઊંચાં વિદ્યાલયોમાં ઘણા લાંબા સમય સુધી શિક્ષણ મેળવીને કોઈ વિશેષજ્ઞ જેમકે કોઇ ડૉકટર એનો ધંધો કરે છે. એ સફળતાપૂર્વક કામ કર્યે જાય છે, સફળતાપૂર્વક ધંધો ચલાવવાની એનામાં યોગ્યતા પણ છે. એ માને છે અને સમાજ પણ માને છે કે એને એની કળા મારફત વધારેમાં વધારે ધન કમાવાનો અધિકાર છે. એ એની મનમાની ફી ઠરાવે છે. જો કોઇ એને ઓછી ફી લેવાનું કહે તો એ કહે છે કે એણે વર્ષો સુધી તપ કરીને તથા ખર્ચા વેઠીને યોગ્યતા પ્રાપ્ત કરી છે, એટલે એને એટલા જ પ્રમાણમાં બદલો પણ મળવો જોઇએ. બીમાર ગરીબ હોય તો એને કોઇવાર ભલે થોડી રાહત મળી જાય, પણ એને રાહતનો હકદાર નથી માનવામાં આવતો. એ જ પ્રમાણે જે ભાઇ કાયદો, ઈજનેરી વગેરે વિદ્યાઓમાં નિષ્ણાત હોય છે એમનું પણ આવું જ હોય છે. નામાંકિત લેખકો, કવિઓ અને ચિત્રકારોની પણ આ જ સ્થિતિ છે. આ જ જાતના હક્કો વેપારી, ઉદ્યોગપતિ વ્યવસ્થાપક વગેરે પણ આગળ ધરે છે.

વેપારી અને ઉદ્યોગપતિઓને માટે અર્થશાસ્ત્રે એવો નિયમ ઘડ્યો છે કે ખરીદી સોંઘામાં સોંઘી અને વેચાણ મોંઘામાં મોંઘું હોવું જોઇએ. નફાને આડો આંક નહિ. જે કારખાનાં મજૂરોના શરીરશ્રમ વિના ચાલી જ નથી શકતાં એનાં મજૂરને પચાસ કે સો રૂપિયાથી ભલે વધારે ન મળે, પણ વ્યવસ્થાપકો અને મૂડી રોકવાવાળાંઓને હજારો–લાખો મળે, છતાં એ વાંધો લેવા જેવું નથી મનાતું. ચાલુ વિચારસરણી એવી છે કે બુદ્ધિમાનોને અમર્યાદ ધન કમાવાનો અને પોતાની પાસે સંપત્તિ એકઠી કરવાનો અધિકાર છે, કેમકે

એમણે એટલું ધન કમાવાની શક્તિ અને કળા પ્રયાસ કરીને મેળવી લીધી છે. જેમની પાસે આવી શક્તિ કે કળા નથી આવી એમને વધુ ન મળે અથવા ભૂખ્યા પણ રહેવું પડે તો બીજાને વાંક શા માટે કાઢવો ? પણ આ ગરીબોમાં પણ બુદ્ધિ હોય અને એમને તક મળત તો તેઓ પણ બુદ્ધિજીવીઓની જેવી જ શક્તિ પ્રાપ્ત કરી શકત, એ વાત તરફ આપણું ધ્યાન નથી જતું. ખેર, એ વાતને આપણે જવા દઇએ. અહીં તો આપણે એ વાતની ચકાસણી કરવી છે કે આ શક્તિશાળીઓનો અમર્યાદ ધન કમાવાનો અધિકાર કબૂલ કરવો કે નહિ. ધારો કે એકાદ બાળકને આપણે બિલકુલ નાનપણમાં જ કયાંક એકાંતમાં મૂકી દઇએ, લોકો સાથે એનો બિલકુલ સંપર્ક જ ન થવા દેવામાં આવે, એનાં રક્ષણ અને પોષણની વ્યવસ્થા કરવામાં આવે, અને એમ એને ઉછેરાય, તો એનું પરિણામ શું આવશે ? એને બોલતાં પણ નહિ આવડે, એના દિલની વાત પણ બીજાંને નહિ કહી શકે, અને બીજાં કોઇની વાત પણ એ નહિ સમજી શકે. એ એનો વ્યવહાર સુદ્ધાં નહિ ચલાવી શકે. સમાજમાં રહીને અર્થાત્ સમાજની મહેરબાનીથી જ એ મનુષ્ય વ્યવહાર ચલાવવાને લાયક બને છે. બાળક પ્રાથમિક શાળાની કેળવણીથી માંડીને દેશપરદેશના ઊંચાંમાં ઊંચાં મહાવિદ્યાલયોમાં શીખીને જે યોગ્યતા મેળવે છે એ કેળવણી–સ્થાનો એનાં પોતાનાં નથી હોતાં. કાં તો એ સરકાર દ્વારા ચાલતાં હોય છે; જેનો ખર્ચો આમજનતા પાસેથી કરવેરા મારફતે વસૂલ કરવામાં આવેલા પૈસાથી અથવા તો દાની લોકોની કૃપાથી થતો હોય છે. ભણવા માટે જે કાંઈ ફી આપવામાં આવે છે એ તો ખર્ચના હિસાબે નહીં જેવી હોય છે. વિદ્યા શીખવા માટે જે પૈસા ખર્ચાય છે તે પણ એને

અથવા એના ઘરના લોકોને ઉપર કહ્યા મુજબ સમાજ પાસેથી જ મળે છે. તેથી એણે તો સમાજનો ઘણો વધારે પાડ માનવો જોઇએ કે એના પૈસાના જોરે એ વિદ્યા શીખીને લાયકાત મેળવી શકયો. આ બધા ભણતરમાં જે કાંઇ જ્ઞાન મળે છે એ પણ હજારો વર્ષો સુધી અનેક તપસ્વીઓએ તપ કરીને કણ કણ કરીને જે જ્ઞાનનો સંગ્રહ કરી રાખ્યો છે એને લીધે મળે છે. વેપારી અને ઉદ્યોગપતિ એમની કળા વિદ્યાલયો અને એમના સાથીઓ પાસેથી મેળવે છે. વ્યકિત પોતે એની બુદ્ધિનો થોડો ઉપયોગ જરૂર કરે છે, પણ લાયકાત મેળવવામાં એનો પોતાનો હિસ્સો એટલો થોડો છે કે જો ઉપર કહ્યા પ્રમાણેની સમાજની મદદ ન મળે તો એ કાંઇ વિશેષ કરવા લાયક બને જ નહિ. આ રીતે જ્યારે આપણી લાયકાત મેળવવામાં આપણો પોતાનો હિસ્સો ઓછામાં ઓછો છે અને સમાજની કૃપાનો હિસ્સો ઘણો મોટો છે, ત્યારે આપણને જે કાંઇ લાયકાત સાંપડે એનો લાભ સમાજને વધારેમાં વધારે આપવો અને એના બદલામાં સમાજ પાસેથી ઓછામાં ઓછું લેવું, એ જ ન્યાયી ગણાવું જોઇએ અને આપણું કર્તવ્ય પણ એજ માનવું જોઇએ. પણ અત્યારે ચાલી રહ્યું છે આનાથી સાવ ઊલટું જ. વ્યકિત સમાજને ઓછામાં ઓછું આપવાની ઇચ્છા રાખે છે અને સમાજ પાસેથી વધારેમાં વધારે લેવાનો પ્રયત્ન કરે છે. કાંઈ ન આપવું પડે તો એનું એને દુઃખ નથી થતું. છેવટે વ્યકિતની આ ધન કમાવાની શકિત પણ એની પોતાની ઈચ્છા માત્ર પર અવલંબિત નથી, પણ ચાલુ સામાજિક અને આર્થિક વ્યવસ્થા ઉપર જ અવલંબિત છે. આર્થિક સમાનતાનો જમાનો જે વહેલો મોડો આવવાનો જ છે એ જો આવ્યો, તો આજે આપણે ધન કમાવાની જે શકિતનું અભિ-

માન ધરાવીએ છીએ એ પૈસાના રૂપમાં શો ફાયદો આપી શકશે?

**શું બુદ્ધિનો ઉપયોગ ધન કમાવા માટે કરવો એ ઉચિત છે?**

બુદ્ધિનો ઉપયોગ ધન કમાવા માટે કરવો એ ઉચિત છે? આ એક ગંભીર અને પાયાનો સવાલ છે. એ તો સાફ દેખાય છે કે આર્થિક વિષમતાનું એક મુખ્ય કારણ બુદ્ધિનો આવો ઉપયોગ એ જ છે. શોષણ પણ ઘણુંખરું એને લીધે જ થાય છે. સમાજમાં જે આર્થિક અને સામાજિક વિષમતાઓ ચાલી રહી છે અને શોષણને લઈને અશાંતિ પેદા થાય છે એને મિટાવવા માટે જગત સમક્ષ આજ સુધી અનેક યોજનાઓ આવી છે અને એમાંની કેટલીકનો આજે અમલ પણ થઈ રહ્યો છે. પણ અહિંસક રીતે આ જટિલ પ્રશ્નનો ઉકેલ કરવા માટે ગાંધીજીએ એવા અર્થનું સૂત્ર આપ્યું છે કે પેટ ભરવા માટે હાથ પગ હોય, જ્યારે બુદ્ધિનો ઉપયોગ જ્ઞાન મેળવવા અને આપવા માટે કરવો. એવી વ્યવસ્થા હોય કે દરેકને ચાર કલાક અંગ-મહેનત કરવી પડે અને ચાર કલાક બૌદ્ધિક કામ કરવાની તક મળે. ચાર કલાકની અંગ-મહેનતમાંથી નિર્વાહજોગું મળી જવું જોઈએ. અત્યારે તો સમાજમાં એવું ચાલી રહ્યું છે કે ઘણાખરા લોકો એમની આજીવિકા શરીરશ્રમથી ચલાવે છે, અને બૌદ્ધિક શ્રમથી મળેલી સંપત્તિ જેમની પાસે વધારે છે એવાં થોડાં આરામથી રહે છે. અનેક જણને શ્રમ કરવાની આદત પણ નથી. આ દશામાં એ સૂત્રનો અમલ થવો એ દૂરની વાત છે. આપણી અશક્તિને કારણે આપણે એને છેક પૂરેપૂરું ભલે ન પાળી શકતાં હોઈએ તોપે એ સૂત્રની પાછળ જે તથ્ય છે એ આપણે સ્વીકારવું જોઈએ, કેમકે આજીવિકાની સાધન-સામગ્રી કોઈની ને કોઈની મહેનત વિના બની જ શકતી નથી. તેથી શરીર-

શ્રમ કર્યા વિના એ સામગ્રીનો ઉપયોગ કરવાનો આપણને ન્યાયોચિત અધિકાર નથી મળતો. જ્યારે પૈસાના બળથી આપણે એ સામગ્રી ખરીદી શકીએ છીએ ત્યારે એ પૈસાનું મૂળ પણ અંતે શ્રમ જ હોય છે. આ ઉપરાંત આપણે એ પણ જોઇએ છીએ કે જ્યારે બુદ્ધિનો ઉપયોગ સમાજહિતને છોડીને પોતાના સ્વાર્થ માટે કરવામાં આવે છે–પછી ભલે એ સ્વાર્થ વ્યકિતનો હોય, જાતિનો હોય, સમૂહનો હોય કે દેશનો હોય–ત્યારે એથી બીજાઓને હાનિ જ પહોંચે છે. એટમ-બોમ્બ પણ આવી જ કોઈક બુદ્ધિના ઉપયોગમાંથી બન્યો છે.

કેટલાક ભાઈઓનું કહેવું છે કે જેમ આપણે શરીર-શ્રમનું મૂલ્ય માનીએ છીએ એમ બૌદ્ધિક શ્રમનું પણ માનવું જોઈએ. એમાં ભલે હાથપગ ન હલાવવા પડતા હોય પણ શ્રમ તો કરવો જ પડે છે. બૌદ્ધિકશ્રમ કરવાવાળાંઓને એટલો સમય પણ મળવો સંભવિત નથી કે એની સાથે સાથે શરીરશ્રમ કરીને એ એની આજીવિકા ચલાવી શકે. શરીરશ્રમ કરવામાં પણ બુદ્ધિનો ઉપયોગ કરવાથી વધારે સફળતા મળે છે. કેટલાંક કામો એવાં જ છે કે જે વિદ્વાન લોકોના ચલાવ્યા વિના ચાલે પણ નહિ. જ્યાં સુધી આજની પરિસ્થિતિ ચાલુ રહેશે અને એમાં ધરમૂળથી ફેરફાર નહિ થાય ત્યાં સુધી આ દલીલોને મહત્ત્વ આપવું પડશે. પરંતુ આપણે અહીં વિચાર પાયાના સિદ્ધાંતનો કરી રહ્યા છીએ. વ્યાવહારિક દૃષ્ટિએ એમાં ઢીલાશ પણ સહન કરવી પડશે. એમ છતાં એ પ્રશ્ન તો રહી જ જાય છે કે બુદ્ધિજીવીઓ અને શ્રમજીવીઓની કમાણીમાં આજે જેટલો છે એટલો બધો તફાવત શા માટે ? જો એમ કહેવામાં આવે કે બુદ્ધિ-જીવીઓની આદતો ને રહેણીકરણી એવી છે કે વધારે આમદાની

રહેતી એમનું નભી જ શકતું નથી. તો આવી આદતો કેમ પડી? એને હજી પણ સુધારવાનો અવકાશ છે કે નહિ? સુધારવા માટે આપણે પૂરા દિલથી પ્રયત્ન કેમ ન કરીએ? જ્યાં સુધી આ જાતની કમજોરી હોય ત્યાં સુધી જેમ કુટુંબમાં કોઈ કમજોરને આપવામાં આવે છે તેમ એમને થોડી ઘણી વધારે સગવડ મળે. પણ તેથી આજની વિષમતાનું સમર્થન કઈ રીતે થઈ શકે?

## ધનિકો ટ્રસ્ટી બને

કેટલાક ભાઈઓ એવું પણ કહે છે કે અમે અમારી સંપત્તિનો બહુ ઓછો ભાગ અંગત કામમાં વાપરીએ છીએ. વધારે મોટા ભાગનો ઉપયોગ તો મોટા મોટા ઉદ્યોગ-ધંધા, જે મૂડીના જોરે જ ચાલી શકે છે અને જે વડે સમાજના ઉપયોગની ચીજો બને છે, એને ચલાવવામાં જ કરવામાં આવે છે. અમારા પ્રયત્નને લીધે ઘણા લોકોને કામ મળે છે, અને એમની આજીવિકા ચાલે છે. એક રીતે અમે આ સમાજની સેવા જ કરીએ છીએ. જો વ્યક્તિઓની પાસે બિલકુલ સંપત્તિ એકઠી જ ન થઈ હોય તો આ કેવી રીતે થઈ શકે? સમાજના ઘણા વહેવાર થંભી જાય. ગરીબોની આજીવિકા ચલાવવાની જે વાત કહેવામાં આવે છે એનો તો એટલો જ જવાબ પૂરતો છે કે એ ગરીબોના વિના શ્રીમાનોનાં કારખાનાં અથવા કામકાજ ચાલી જ નથી શકતાં. તેથી જેમની મદદથી એમને નફો મળે છે તે ગરીબ અને શ્રમજીવી જ એમના ઉપર ઉપકાર કરે છે, એમ કહેવું એ જ ઠીક ગણાશે. રાજ-સત્તા અથવા સહકારી સમિતિઓ મારફતે એવાં કામ ચલાવવાનું સંભવિત ન હોત ત્યારે જ પેલી બીજી વાતમાં કંઈ કે તથ્ય ગણાત. એની વિગતોમાં અહીં ન ઉતરીએ. અહીં તો ધનિકોની

દૃષ્ટિએ જ વિચાર કરવો છે. જે ધનિક ભાઈ એમ કહે છે કે એમના વધારે પ્રયાસના પરિણામે સમાજની સગવડ વધે છે, એમને માટે સીધો પ્રશ્ન એ છે કે આ તમારો પ્રયાસ સ્વાર્થને માટે છે કે સમાજના હિતને માટે ? સાચો ઉત્તર તો એ હોવો જોઇએ કે હેતુ તો સ્વાર્થનો જ છે, પણ એમાં બીજાને થોડો લાભ મળી જતો હોય તો એ એમનાં નસીબની બલિહારી. એમનો જવાબ એવો હોય કે અમારો હેતુ દેશહિત છે તો એ જરૂર આવકારપાત્ર જ છે. પછી અમારું કહેવાનું એટલું જ રહેશે કે એ એમનાં બધાં કામોમાં સચ્ચાઈ લાવે. મહાત્માજી પણ એમ જ કહેતા હતા, કે ધનિક લોકો એમની વધારે સંપત્તિનો ઉપયોગ સમાજ–હિતમાં ટ્રસ્ટી તરીકે રહીને કરે. ભૂદાનયજ્ઞ અને સંપત્તિદાનનો પણ આખરે આશય બીજો શો છે? પોતાની પાસે જરૂરિયાત કરતાં જે કાંઈ વધારે છે એના ઉપર પોતાનો અધિકાર ન માનતાં એનો ઉપયોગ બીજાઓ માટે કરવો.

### દાનમાં સદોષતા

એવી પણ દલીલ થાય છે કે ધનિકોનાં દાનથી દવાખાનાં, નિશાળો વગેરે અનેક સમાજ–ઉપયોગનાં મોટાં મોટાં કામો થાય છે. જો વ્યકિતઓની પાસે પૈસા એકઠા ના થાય તો સમાજને આ લાભ કઈ રીતે મળે ? ખરું જોતાં એવાં કામો કરવા માટે રાજસત્તા પડી છે. જ્યારે સંપત્તિ થોડા હાથોમાં અંધિયાર ન રહેતાં સમાજમાં ફેલાયેલી રહેશે; ત્યારે સહકારી પદ્ધતિથી મોટા પાયા ઉપર આવાં કામો સહેલાઈથી હાથ ધરાતાં રહેશે અને એનો લાભ લેવાવાળાં યાચક કે દીનની માફક નહિ પણ માનપૂર્વક લાભ ઉઠાવશે. એમ છતાં ધનિકોની દૃષ્ટિએ પણ વિચાર કરીએ તો કરોડોની સંપત્તિ એકઠી કરીને એમાંથી થોડા લાખ દાનમાં ખર્ચી નાખવા માત્રથી

બીજાના ભાગની ચીજ પોતાની પાસે એકઠી કરવાના દોષમાંથી તેઓ છૂટતા નથી. ખરા ખોટા રસ્તે ઘણું ધન કમાઈને એનો થોડોક ભાગ દાનમાં દઈ દેવો એ પૂરું પ્રાયશ્ચિત્ત નથી. અને જ્યારે આપણે ચારે બાજુ ધનવાનોની દાનની રીત જોઈએ છીએ ત્યારે એમાં ખરેખર દાન કેટલું કહેવાય એ નક્કી કરવું અઘરું છે. જ્યાં જુઓ ત્યાં મોટે ભાગે ખ્યાતિ અથવા સ્વાર્થની દૃષ્ટિ જ વધારે જોવામાં આવે છે. કોઈ કોઈ વાર દાનનો સોદો વેપારના સોદાથી પણ વધારે કઠોર હોય છે. એક લાખનું દાન કરીને દસ લાખની કીર્તિ કમાવાની ઇચ્છા રહે છે.' શુદ્ધ સાત્ત્વિક દાન તો વિરલ જ હોય છે.

## પ્રારબ્ધવાદ

બીજા દેશોમાં અને બીજા ધર્મોમાં નથી એવી ભારતની એક પરંપરાગત ખાસિયત છે. એ છે પ્રારબ્ધવાદ. એવું માનવામાં આવે છે કે પૂર્વના જન્મોમાં જે પુણ્ય કર્યું હોય એનાં ફળ સ્વરૂપે આ જન્મમાં સંપત્તિ અને એશઆરામ મળે છે, અને જેમણે પાપ કર્યાં હોય એમને ગરીબી અને દુઃખ ભોગવવાં પડે છે. તો પછી કોઈ કોઈને દોષ શા માટે દે? એવી ચર્ચા તો જાણે ચાલ્યા જ કરે છે, પણ એમાં શું આપણને પાકી શ્રદ્ધા છે? સાચી શ્રદ્ધા હોય તો ખેદ થવાનું કાંઈ કારણ નથી દેખાતું, કેમકે પૂર્વજન્મનો આ જન્મ સાથે સંબંધ હોય તો આ જન્મનો સંબંધ આવતા જન્મ સાથે પણ ચોક્કસ હોવો જ જોઈએ. આ જન્મમાં તો ભાગ્યવશ જે મળ્યું તે મળ્યું, અને ન મળ્યું તે ન મળ્યું. પણ આવતા ભવનું ભાથું બાંધવું એ તો આપણા હાથની વાત છે ને? આવતા જન્મમાં સુખચેન મળતાં હોય, તો તે આ જન્મમાં આપણે નકરાં પુણ્ય જ પુણ્ય કરવાં જોઈએ. જો

મોટા પાયા પર આ વાત ફેલાઈ જાય તો તો વધુ શું જોઈએ? સમાજમાં સુખશાંતિનાં ઊંડાં મૂળ નંખાઈ જાય. પણ ભાગ્યના ભરોસા ઉપર તો કોઈ બેઠું હોય એવું દેખાતું નથી. દરેક જણ જીવ પર આવીને જાત ઘસીને ય સંસારની જંજાળ વધારી રહ્યું છે. ઘણાંય જણ સંપત્તિનો ગંજ ખડકવામાં પાપપુણ્યનો ખ્યાલ રાખવાનું ભૂલી જ ગયાં છે. મોટા પ્રમાણમાં અનીતિ ને સડો ફેલાતાં હોવાની ફરિયાદ રોજે રોજ સાંભળવા મળી રહે છે. એ શું એમ સૂચવે છે કે આ બધો ભ્રષ્ટાચાર કે પાપ ગરીબો જ કરે છે અને ધનિકો નથી કરતાં? એમ માનવું પણ બરાબર નથી. ખરું જોતાં ધનિકોનાં પાપ ઓછાં નથી. જ્યારે ધનવાનો પણ પૈસો કમાતી વખતે પાપ કરવાથી ડરતાં નથી, ત્યારે પછી એમનો પેલો પોતાને પરભવના પુણ્યને કારણે પૈસો મળ્યો છે એવો પ્રારબ્ધવાદ ખરેખરા દિલનો છે એ કઈ રીતે મનાય? જો એવો જ પ્રારબ્ધવાદ ચલાવવો હોય તો ગરીબ લોકો પણ એવું કહી શકે કે હવે અમારા ભાગ્યે પણ પલટો ખાધો છે. અમારું પ્રારબ્ધ અમને સુઝાડી રહ્યું છે કે શ્રીમાનોની સંપત્તિ લૂંટીને પોતાનું ભાગ્ય સુધારવામાં વાંધો નથી. આ પ્રમાણે પ્રારબ્ધવાદ બેધારી તલવાર બની શકે છે. અને ધનિકો કરતાં ગરીબોની સંખ્યા વધારે છે એટલે ધનિકો માટે તો એ વાત ખતરનાક છે. ગરીબોને એમના ભાગ્યને ભરોસે છોડવાં એ ભયાનક છે. લાંબા વખત સુધી એમની અવહેલના થઈ છે. હવે લક્ષ્મી–નારાયણની જગ્યાએ દરિદ્રનારાયણની ઉપાસના થવી જોઈએ.

## સ્વાર્થ માટે જોગવાઈ?

અર્થશાસ્ત્રીઓ કહે છે કે સ્વાર્થ માટે અવકાશ રાખ્યા વિના દેશમાં ઉત્પાદન અને સંપત્તિ વધી નહિ શકે. અને

કરકસર પણ નહિ થાય. માની લીધું કે મનુષ્યમાં સ્વાર્થવૃત્તિ સ્વાભાવિક છે, એમ છતાં જો ધનિક લોકો પોતે સ્વાર્થની દલીલ કરે તો એમને માટે એટલો જ જવાબ પૂરતો છે કે જો સમાજના અને વ્યક્તિના સ્વાર્થમાં વિરોધ હોય તો વ્યક્તિના સ્વાર્થને મહત્ત્વ નહીં આપી શકાય. અર્થશાસ્ત્રીઓની દલીલોમાં એમ ધારી લેવામાં આવ્યું છે કે બહુ મોટી મૂડીઓ ભેગી થયા વિના ચાલે તેમ નથી. પણ સર્વોદય સમાજમાં મૂડી કરતાં મનુષ્યનું સ્થાન ઊંચું છે. વિકેન્દ્રિત ઉત્પાદન અને સ્થાનિક ક્ષેત્ર-સ્વાવલંબનમાં મનુષ્ય-બળ અને શરીરશ્રમનું જ મહત્ત્વ છે. મૂડી તો થોડીક જ હોય તો બસ છે. જો કોઈ ચીજ માટે મોટાં કારખાનાં કાઢવાની જરૂર હોય તો એ સરકાર મારફત થઈ શકે છે. દેશમાં સરકાર તરફથી ઉદ્યોગધંધા ચલાવવાની હાલત આજે ન દેખાય તોપણ એવી સ્થિતિ લાવ્યા વિના દેશનું કલ્યાણ નથી. આજ સુધીનો અનુભવ શીખવે છે કે મૂડીથી ગરીબી અને બેકારીનો પ્રશ્ન નથી ઊકલી શકતો. નૈતિક દૃષ્ટિએ પણ સ્વાર્થવૃત્તિનું પોષણ કરવું યોગ્ય નથી. મોટે ભાગે સ્વાર્થનો અર્થ પરાર્થ ( પારકાનાં હિત ) ની હાનિ એવો થાય છે. એમાંથી જ હરીફાઈ વધે છે. એને લીધે થોડા લોકો જ લાભ ઉઠાવી શકે છે, જ્યારે મોટા ભાગના લોકોને તો નુકસાન જ નુકસાન થાય છે. માણસને શોભે એવા સહકારની જગ્યાએ જંગલનો કાયદો અથવા મોટું માછલું નાના માછલાને ખાય એવો મત્સ્ય-ન્યાય ચાલે છે. છેવટે જોવાનું એ છે કે સમાજનું કલ્યાણ કઈ વૃત્તિથી થશે. જો સમાજમાં સ્વાર્થવૃત્તિવાળા લોકો વધારે હોય તો શું કલ્યાણની આશા રાખી શકાય? સમાજ ઊંચો તો પરોપકારવૃત્તિના બળથી જ વધી શકે છે. સંપત્તિ વધારવા માટે સ્વાર્થનો આધાર દોષભર્યો છે.

## દાતાને દીન બનવું પડે તો ?

આર્થિક નીતિની બાબતમાં કેટલાક ભાઈઓ અમેરિકાનું ઉદાહરણ રજૂ કરે છે. ભારતને કલ્યાણ–રાજ્ય (વેલ્ફેર–સ્ટેટ) બનાવવાની વાત ચાલી રહી છે. કલ્યાણરાજ્યનો અર્થ એવો મનાય છે કે બધી જાતનાં નિર્બળ–અશકતોને રાજ્ય તરફથી મદદ મળે. એટલે કે મોટા પાયા ઉપર કરવેરા વસૂલ કરીને એ વડે ગરીબોને મદદ આપવામાં આવે. ભારત જેવા દરિદ્ર દેશમાં આવું થાય એ શું શકય છે ? આ ઉપરાંત આરોગ્ય અને કેળવણીની બાબતમાં રાજની નીતિ કલ્યાણકારી હોય એ વાત તો કાંઇક સમજાય તેવી છે, પણ આર્થિક બાબતોમાં એટલે કે પેટ ભરવાની બાબતમાં મનુષ્ય રાજ્યને ભરોસે રહે એ વાત કયાં સુધી યોગ્ય ગણાય ? પ્રાથમિક આવશ્યકતાઓની બાબતમાં માણસ પોતાના પગ ઉપર ઊભો રહેવા લાયક થયા વિના સ્વતંત્ર ન રહી શકે, કોઇ ને કોઇ રીતે એને પરાધીન રહેવું પડે. અમેરિકા જેવા દેશનું ઉદાહરણ આપણને ખપ ન લાગે. ત્યાં આખા જગતમાંથી સંપત્તિ તાણી લાવીને એકઠી કરવામાં આવી છે. ત્યાં ગરીબોને પણ પૂરતી સગવડ મળી જાય છે. એનો દાખલો આજની દશામાં અથવા નાંખી નજર પહોંચે તેટલા ભવિષ્યમાં આપણને શા ખપનો ? આપણે ત્યાં દર સાલ કોઇ ને કોઇ જગ્યાએ કરોડો લોકોને દુષ્કાળ જેવી હાલતમાંથી ગુજરવું પડે છે. અનાજના ભંડારો ભરેલા હોય છતાં કેટલાક પ્રાંતોમાં મોટી સંખ્યામાં લોકોને ભૂખમરો વેઠવો પડે છે. ગરીબોની પાસે અનાજ ખરીદવા માટે પૈસા નથી હોતા, કામ નથી મળતું એટલે પૈસા મળતા નથી. ધન-વાનોના કેન્દ્રિત ઉદ્યોગોને લીધે બેકારોને ગ્રામોદ્યોગો પણ નથી અપાવી શકાતા. એ વાત ખરી કે દુષ્કાળ જેવી દશામાં

કલ્યાણરાજ્યની માફક સરકાર અને દાનવીર લોકો એમને રાહત પહોંચાડવાની કાંઇક વ્યવસ્થા કરે છે, પણ શું એ પૂરતું છે? થોડાક લોકો ભૂખ્યાંને કાંજી વહેંચી રહ્યા છે અને કેટલાંક કાંજી લઇ રહ્યાં છે; કોઇ દયાળુ કપડાં વહેંચી રહ્યાં છે અને કોઇ અર્ધનગ્ન અવસ્થાવાળાં કપડાં મેળવી રહ્યાં છે, એ દૃશ્યનો ચિતાર તમારી નજર સમક્ષ જરા આણો. આવા ફોટા છાપાંઓમાં છપાય પણ છે. આવાં દૃશ્ય શું મનુષ્યના હૃદયમાં વ્યથા પેદા કરે તેવાં નથી હોતાં? એક વ્યક્તિ ચીજો વહેંચવાની હાલતમાં રહે અને બીજી વ્યક્તિ લાંબો હાથ કરવાની દુઃખદ અવસ્થામાં! એ દુઃખનો સાચો મર્મ તો ત્યારે જ સમજાય કે જ્યારે આજનાં વહેંચવાવાળાંને એવી જ ચીજો મેળવવા માટે દીનતાપૂર્વક પોતાનો હાથ લાંબો કરવો પડે. સ્વરાજ્ય મળ્યા પછી જે કાંઇ વધતું હોય તે ધનવાન લોકો ભલે એમની પાસે રાખે. જોકે એમાં પણ વાંધો તો ખરો જ. જ્યાં સુધી ગરીબોની સંભાળ બરાબર લેવાતી નથી, ત્યાં સુધી ધનવાનોને બેચેની થવી જોઇએ. મહેલોમાં રહેવાવાળાંઓએ વિચારવું જોઇએ કે એમના મહેલોની આગે જ ઘરબાર વિનાના લોકો ફૂટપાથ ઉપર રાત દિવસ એમનું જીવન કેમ કરીને વીતાવતાં હશે? મોટરમાં બેસીને જવાવાળાંઓએ વિચારવું જોઇએ કે એ જ સડક ઉપરથી સાઠ સિત્તેર વર્ષનાં સ્ત્રી-પુરુષોને માથા ઉપર લાકડાંની ભારી અથવા ઘાસનું પોટલું લઇને કેમ ચાલવું પડે છે? આવી વાતોનો વિચાર કરતા રહેવાથી પોતાની પાસે વધારે સંપત્તિ રાખવાનો અધિકાર છે કે નહિ એ પ્રશ્ન ઉપર પૂરતો પ્રકાશ પડશે.

## દેશને કુટુંબ સમજો

ધારો કે એક કુટુંબમાં પાંચ માણસ છે. એમનું પેટ

ભરવા માટે ચાર શેર અનાજની જરૂર છે. જો પૂરું ચાર શેર અનાજ મળી જાય તો બધાં પેટ ભરીને ખાય છે. જો ત્રણ શેર જ મળે તો શું કરે? શું એક–બેને ભૂખ્યાં રાખીને બાકીનાં બધાં પેટ ભરીને ખાઇ લેશે? કુટુંબમાં એવું નથી બનતું. જો થોડું ઓછું મળે છે તો બધાં થોડું થોડું ઓછું લઇને નભાવી લે છે. બાળક અને કમજોરોનો ખ્યાલ સૌથી પહેલો રાખવામાં આવે છે. સમાજની દૃષ્ટિએ આ જ ન્યાય સમાજની બધી વ્યક્તિઓને લાગુ પડવો જોઇએ. રાજ્યકર્તા અને સમાજની દૃષ્ટિએ આખો દેશ એક-કુટુંબ છે. જો દેશમાં સંપત્તિ પૂરતી હોય તો બધાં પૂરતી ભોગવે. સંપત્તિ ઓછી હોય તો દરેકે થોડું થોડું કષ્ટ સહન કરવા માટે, ત્યાગ કરવા માટે તૈયાર રહેવું જોઇએ. ધર્મ પણ આ જ વાત શીખવે છે. તત્ત્વજ્ઞાનની વાતો વેળા–કવેળાએ આપણા હોઠે ચડી આવે છે: 'આપણું અને પારકું એવા ભેદ ખોટા છે,' 'બધાંમાં એક જ આત્મા રહેલો છે;' 'ઈશ્વરે બધાંને પેદા કર્યાં છે; આપણે બધાં સરખાં છીએ' વગેરે. આ સાચા વિચારો સાથે આચરણનો મેળ પાડવાનો પ્રયત્ન હમેશાં કરતા રહેવો જોઇએ.

## શરીરશ્રમ પ્રત્યે અણગમો

શરીરશ્રમ વિશે આપણા સમાજની વિચારધારાનો એક ભારે મોટો દોષ છે, જે કદાચ બીજા દેશોમાં જોવા નહિ મળે. આપણે શરીરશ્રમ કરવા નથી માગતાં, એટલું જ નહિ પણ એના તરફ તિરસ્કારની નજરે જોઇએ છીએ અને જેમને શરીરશ્રમ કરવો પડે છે એમને સમાજમાં હલકા દરજ્જાનાં માનવામાં આવે છે. શ્રીમાન કે ગરીબ કોઈ શ્રમ કરવા નથી માગતાં. ધનિક એના પૈસાને જોરે નોકર મારફત એમનું કામ કઢાવી લે છે. ગરીબ ભૂખથી લાચાર થઈને શ્રમ કરે છે.

આપણે આ વૃત્તિ બદલવી જોઈએ. શરીરશ્રમની કેવળ પ્રતિષ્ઠા સ્થાપીને સંતોષ નથી માનવાનો, એને માટે આપણાં દિલમાં પ્રીતિ હોવી જોઇએ. ધનિક અને મધ્યમ વર્ગના લોકોએ બીજાઓને માટે શરીરશ્રમનું ઉદાહરણ પૂરું પાડવું જોઈએ.

## આર્થિક વિષમતા દૂર કર્યા વિના ઉપાય નથી

પહેલાં બતાવી ચૂકયા છીએ કે શરીરશ્રમ વિના સંપત્તિ પેદા નથી થતી, એટલે કે ધનિક પાસે જે સંપત્તિ એકઠી થાય છે, એ ગરીબ લોકોના શરીરશ્રમનું જ ફળ છે. આ ઉપરાંત ગરીબોના સહકાર વિના ધનિક લોકો સંપત્તિ નથી તો કમાઈ શકતા, નથી એમની પાસે રાખી શકતા, કે નથી એનો ઉપયોગ કે ઉપભોગ કરી શકતા. ન્યાયની દૃષ્ટિએ એ નિર્ણય પર આવવું પડે છે કે જરૂર કરતાં વધારે સંપત્તિ રાખવાનો કે પોતાને માટે કમાવાનો કોઈ વ્યક્તિને અધિકાર નથી. એવો પ્રશ્ન પેદા થઈ શકે છે કે જરૂર કેટલી માનવી ? માણસ માણસને નાતે આમાં બહુ ફરક ન પડવો જોઈએ. બીમાર અને તંદુરસ્ત, બાળક અને યુવક તેમ જ પોતપોતાની જુદી જુદી ટેવોને કારણે પણ થોડો ફરક જરૂર રહેવાનો અને એને માન્ય પણ રાખવો જોઈએ. ન્યાયની દૃષ્ટિએ જોઈએ તો જરૂરિયાતો અંગે નિર્ણય કરવાનું કામ મુશ્કેલ નથી. પણ જ્યારે પોતાના સ્વાર્થ, સાંસારિક મોહ, ધનની આસક્તિ વગેરે દોષો ખેલ ખેલવા લાગે છે ત્યારે પ્રશ્ન ગૂંચવણભર્યો બની જાય છે. જરૂરિયાતના પ્રશ્ન અંગે આથી ઊંડા ઊતરવાની અહીં જરૂર નથી. આપણે માટે એટલું પૂરતું છે કે આજની સામાજિક અને આર્થિક વિષમતા ન્યાયોચિત નથી. એને બદલવી જોઇએ. આજના જમાનામાં આ માંગને ટાળી નહિ શકાય. આ જાતની વિષમતા દરેક જગ્યાએ ચાલી રહી

છે. હજારો વર્ષો સુધી ચાલી. સાધુ-સંતોએ, બધા ધર્મવાળાઓએ હમેશ આજ્ઞા આપી કે ગરીબોનો ખ્યાલ કરો, તમારી પાસે જે વધારે હોય તે બીજાને આપો. તે મુજબ દાન, ધર્મ ને ખેરાતની પ્રણાલી ચાલી રહી છે, છતાં ગરીબોનો પ્રશ્ન નથી ઊકલ્યો. આવા ઉપાયોથી એ ઊકલે એવું દેખાતું પણ નથી. હવે કેટલાક સમયથી જગતની સામે દયાની જગ્યાએ સમાનતાનો વિચાર આવ્યો છે. પૂરી સોળે સોળ આની સમાનતા આવવાનો સંભવ ન હોય, તોપણ આજની વિષમતા તો સહન થાય એવી નથી જ લાગતી. આ વિષમતા કઈ રીતે દૂર થાય? કોઈ કોઈ જગ્યાએ લોકોએ હિંસાનો માર્ગ અખત્યાર કર્યો, એમાંથી અનેક બૂરાઈઓ પેદા થઈ, જેનો અંત હજુ આવ્યો નથી. વિષમતા દૂર કરવામાં કાનૂન પણ કાંઈક મદદ કરે છે. ભારતમાં કાંઈક અંશે કાનૂનનું ચક્ર ચાલુ પણ થઈ ગયું છે. પણ કાનૂનથી માણસને શોભે એવા ગુણોનો કે સદ્ભાવનાનો વિકાસ નથી થઈ શકતો, મહાત્માજીએ આપણને અહિંસાની વિચારધારા આપી છે જેનો આપણે થોડો અનુભવ પણ કર્યો છે. અને ભારતની પરંપરાનો ખ્યાલ કરતાં એવું પણ લાગે છે કે આ વિષમતાનો પ્રશ્ન ઘણોખરો અહિંસાના માર્ગે ઊકલે એવો સંભવ છે. એમાં ધનિકોનો પૂરો સાથ મળવો જોઈએ, એમનાં દિલમાં પરિવર્તન થવું જોઈએ. આની અસર કાનૂન બનાવવાવાળી શક્તિ ઉપર પણ પડશે અને આપણાં બધાં કાર્યક્ષેત્રોમાં સમાજમાં સદ્ગુણોનો વિકાસ થશે. જેમ રાજકીય સ્વરાજ્યનો પ્રશ્ન મોટે ભાગે અહિંસાને માર્ગે ઊકલ્યો એમ જ આર્થિક અને સામાજિક સમાનતાનો પ્રશ્ન પણ ભારતમાં અહિંસાને માર્ગે ઊકલશે એવી આપણે શ્રદ્ધા રાખીએ. વિનોબાજીએ

શરૂ કરેલા ભૂદાન યજ્ઞ અને સંપત્તિદાન યજ્ઞમાં આપણે સૌ નાનાં-મોટાં, અમીર-ગરીબ દિલપૂર્વક સહકાર આપીએ.

### ગરીબો પાસેથી પણ દાન શા માટે ?

ભૂદાનયજ્ઞમાં મોટા જમીનદારો પાસેથી મોટાં પ્રમાણમાં જમીન મળવાની આશા રાખવામાં આવી છે, તેમ જ સાથે સાથે થોડી જમીનવાળાઓ પાસેથી પણ જમીન મળવાની અપેક્ષા રાખવામાં આવી છે. અનુભવે એમ જણાયું છે કે સરખામણીમાં થોડી જમીનવાળાઓએ વધારે ઉદારતા દેખાડી છે. ભૂદાનની માફક સંપત્તિદાનમાં પણ નાનાંમોટાં બધાં પાસે અપેક્ષા રાખવામાં આવી છે કે પોતપોતાની શક્તિ અનુસાર દરેક પોતાની આવકનો અમુક હિસ્સો દે. એવી શંકા કરવામાં આવે છે કે જેમની પાસે પાંચ દસ એકરથી વધારે જમીન નથી એમની પાસેથી જમીન શા માટે લેવામાં આવે છે ? એમેય એમની આવક એટલી ઓછી છે કે એમને ગરીબીમાં પણ ગુજારો કરવો મુશ્કેલ છે અને એવી ચિંતા રહે છે કે કોઈ રીતે થોડીયે આવક વધે છે ? એમની પાસેથી પણ સંપત્તિ-દાનમાં કાંઈક ને કાંઈક મળે એવી અપેક્ષા કેમ રાખવામાં આવે છે ? દાન દેવામાં કોઈના ઉપર જબરદસ્તી નથી. દેવાનું સ્વેચ્છા ઉપર અવલંબિત છે. દેવાવાળો પ્રસન્નતાથી દેતો હોય તો શા માટે ન લેવું ? એવું કાંઈક લાગે છે કે ગરીબીનો અનુભવ હોવાથી ગરીબ લોકો આ યજ્ઞોમાં વિશેષ ઉત્સાહથી શામેલ થાય છે. યજ્ઞમાં હવિર્ભાગ દેવા માટે ગરીબ અમીર બધાંને નિમંત્રણ છે. આવા વિશ્વયજ્ઞોમાં બધાંની મદદની જરૂર છે. ઘણી વખત જ્યારે ગરીબ લોકો દાન દેવાની શરૂઆત કરી દે છે ત્યારે પછી ધનિક લોકો પણ એમાં શામેલ થઈ જાય છે. ખરું જોતાં આ વિષયમાં તો ધનિક લોકોએ નેતૃત્વ લેવું જોઈએ. પણ એમને જે જમીન કે સંપત્તિ દેવી પડે એનું

પ્રમાણ વધારે હોવાને કારણે. અને વધારે ચીજમાં આસકિત પણ વધારે હોય છે એટલા માટે ધનિકોને પોતાનાં દિલને સમજાવીને નિર્ણય કરવામાં કાંઈક વાર લાગે છે. એટલે ગરીબ હોય કે અમીર જેના હૃદયમાં ઉત્સાહ હોય એણે દાન કરવા તૈયાર રહેવું જોઈએ. આ યજ્ઞોમાં હવિર્ભાગ દેવાને બધાંને આમંત્રણ દેવાનું એક કારણ એ પણ છે, કે હમણાં સમાજમાં સ્વાર્થવૃત્તિ વધીને જે ભ્રષ્ટાચાર ચાલી રહ્યો છે એના ઉપર કાંઈક નિયમન આવે. જે આ યજ્ઞોમાં ભાગ લેશે એ એમનાં દિલમાં શુદ્ધતાનો વિવેક જરૂર રાખશે. સ્વાર્થવૃત્તિ ગરીબ અમીર બધાંમાં છે. બધાંનું માનસ સુધરવાની જરૂર છે. સ્વાર્થ-વૃત્તિ ઘટયા વિના સમાજની ઉન્નતિ નહિ થાય. દાનમાં બધા લોકો ભાગ લેશે તો રાષ્ટ્રીય જીવન ઊંચું આવશે. નાનાં મોટાં બધાંની એકબીજા ઉપર અસર પડે છે. અવગુણોની માફક ગુણ પણ માણસ બીજાઓને દેખીને શીખે છે. બધાં આર્થિક સમાનતા તથા શરીરશ્રમ અને સ્વાવલંબનનું મહત્ત્વ સમજે, દરેક વ્યકિત બીજાંનાં સુખદુઃખની ચિંતા રાખે, એકતાની ભાવના વધે, બધાંનો સ્વાર્થ ઘટે વગેરે ગુણોના વિકાસને માટે એ જરૂરી છે કે નાનાં મોટાં બધાં આ યજ્ઞોમાં પોત-પોતાની શકિત પ્રમાણે સાથ આપે.

### ધનની લાલસા ઓછી થાય

ખરું જોતાં ગરીબોને તો મદદ મળવી જોઇએ. આ યજ્ઞ એમને મદદ કરવા માટે જ છે. એમ છતાં એમની પાસેથીયે થોડુંક પણ માંગવામાં આવે છે; કેમકે એમનામાં પણ ધનની લાલસા કમ થવી જરૂરી છે. આજે તો ગરીબોને પણ આપણી આર્થિક વ્યવસ્થાના મૂળ દોષની ખબર નથી. જો એમને ધનિક થવાનો મોકો મળે તો તેઓ એનો લાભ ઉઠાવવા જ ઇચ્છશે. ધનિક હોય, ગરીબ હોય કે મધ્યમ

વર્ગના હોય, બધાંને ધનિક થવાની લાલસા સતાવી રહી છે. જેઓ ધનિક નથી અને ધનિકોને દોષ દીધા કરે છે તેઓ પણ ધનિક બનવાની લાલસા રાખતાં જ હોય છે. ચારે બાજુ ધનને માટે દોડાદોડી ચાલી રહી છે. કારખાનાંઓમાં માલિક અને મજૂરો વચ્ચે સદા ઝગડા ચાલ્યા કરતા હોય છે. ગરીબો અને મજૂરોની દશા સુધારવી તથા એમની આવક વધારવી જરૂરી તો છે જ પણ એમનું ધ્યાન પોતાની સુધારણા કરવા કરતાં વધુ પૈસા કમાવા તરફ જ વધારે હોય છે. દેશમાં પોતાના કરતાં બીજા વધારે ગરીબ લોકો પણ છે અને એ કારખાનાંઓને લીધે જ બીજાઓની બેકારી વધી રહી છે એના તરફ એમનું ધ્યાન નથી. માલિકોની માફક મજૂર પણ કારખાનાંઓના નફા વધે તેથી રાજી થાય છે, કેમકે એ નફામાંથી એને પણ થોડો હિસ્સો મળી જાય છે. આ રીતે કારખાનાંઓની ચીજોનો ઉપયોગ કરનારાં ગરીબોનાં હિતના કરતાં નફાની દૃષ્ટિ જ એમાં વધારે રહે છે. સમાજના બધા વર્ગોમાં પૈસા કમાવાની લાલસાને લગામ બાંધવાની જરૂર છે, એ તત્ત્વને સમજીને દરેકમાં ત્યાગવૃત્તિનો વિકાસ થવો જોઈએ. આ યજ્ઞો એમાં મદદ કરશે. અંતઃકરણથી જાણી સમજીને જો આવું પરિવર્તન થશે અને ચારે બાજુ આવી હવા ફેલાશે તો ધનિક લોકો પણ એનાથી અલગ નહિ રહી શકે.

## સંપત્તિદાનયજ્ઞમાં ગરીબ શા માટે ફાળો આપે ?

ભારત બહુ ગરીબ દેશ છે. અહીં ધનવાન કહી શકાય તેવાં માણસ લાખોમાં એક નીકળે. ખાધે-પીધે સુખી પણ કદાચ સેંકડે દસ જ હશે. બાકી સેંકડે નવ્વાણું માણસો ગરીબ છે. આ ગરીબો મોટે ભાગે ઉત્પાદક શ્રમ કરીને જેમતેમ ગાડું ગબડાવે છે. એમને પોતાનાં જીવન બહુ કષ્ટથી ગાળવાં પડે છે. જો દેશમાં ગરીબી હોય જ, તો બધાંયે ગરીબી વેઠવા

ભાગ લેવો જ પડે. તેથી ગરીબો આ આંદોલનોમાં ભાગ લે એવો કાર્યકર્તાઓનો ખાસ પ્રયત્ન હોવો જોઇએ.

### સમાજનો આધાર : શ્રમિક

સમાજનું જીવન શ્રમિકો ઉપર જ આધાર રાખે છે. ખેડૂત, મજૂર અને કારીગરોએ ખેતી તથા અન્ય ક્ષેત્રોમાં કરેલા ઉત્પાદક શ્રમથી જે ચીજો બને છે એનો ઉપયોગ કરીને જ સમાજના બધા લોકો પોતાનું ગુજરાન ચલાવે છે. જો આ શ્રમિકો કામ પડતાં મૂકે તો સમાજ જીવી ન શકે. શરીર-શ્રમનું આટલું મહત્ત્વ હોવા છતાં દેશમાં શ્રમિકને ગરીબ રહેવું પડે છે અને સમાજમાં એને હલકો દરજ્જો ભોગવવો પડે છે. આનાથી ઊલટું જે બુદ્ધિજીવી 'વર્ગ'નો નભાવ શ્રમ-જીવીને ભરોસે થાય છે, એની આવકો મોટી છે, એ આરામથી રહી શકે છે અને ઊંચી શ્રેણીના પણ ગણાય છે. આ વિષમતા અન્યાયી છે. પણ જેમ વિદ્વાન લોકો પોતાની વિદ્યાની કીમત પૈસાથી માપે છે, તેવી જ રીતે શ્રમજીવી પણ પોતાના શ્રમની કીમત પૈસા–ટકાથી જ આંકી રહ્યા છે. પરિણામ એ આવ્યું છે કે પૈસાને માટે બધાં હોડમાં ઊતર્યાં છે. શ્રમિક પણ કર્તવ્ય-પરાયણ નથી રહ્યાં. શ્રમની પ્રતિષ્ઠા વધારવી એના જ હાથમાં છે. જે શ્રમમાં સમાજને જિવાડવાની શક્તિ છે, એ શ્રમની સાચી કીમત જો એ જાણી લે, તો દેશમાં આર્થિક ક્રાંતિ થતાં વાર નહીં લાગે. જો ગરીબો, જે મોટે ભાગે શ્રમજીવી જ હોય છે, તે ભૂદાન અને સંપત્તિદાનયજ્ઞના સિદ્ધાંત સમજી લઇને એમાં દિલથી ભાગ લેશે, તો એમનું તેજ પ્રગટ થશે અને સમાજમાં છાજતું સ્થાન પામશે.

### ગરીબ બીજા ગરીબનો ખ્યાલ રાખે

ગરીબી ગરીબીમાં પણ ફરક છે. કશું ખાવાનું પણ ન મળે તે કારણે લાચાર થઇને લોકો ઘેરઘેર ભીખ માંગતાં

ભટકે છે. કેટલાંક અડધા ભૂખ્યાં જીવે છે અને કેટલાંક તાણી-તૂસીને નભાવે છે અથવા ભગવાન જાણે કઈ રીતે જીવે છે તે! જે આમ દુઃખ વેઠી રહ્યાં છે એમને ગરીબીના જાત-અનુભવને કારણે બીજા ગરીબો માટે હમદર્દી હોવી જોઇએ. પણ મોટે ભાગે તો દરેક જણ બીજાની રતીપૂર પરવા કર્યા વિના પોતપોતાના સ્વાર્થમાં ડૂબેલાં છે. જુદા જુદા કામ-ધંધાને લઇને શ્રમજીવીઓમાં પણ અનેક થર પડી ગયા છે. એમાંથી કેટલાંકનાં જ્યાં કંઈક સંગઠન જામ્યાં છે, દાખલા તરીકે મોટાં કારખાનાં, રેલ્વે, પોસ્ટ ઓફિસ વગેરે ક્ષેત્રોમાં, ત્યાં તેઓ હડતાલ વગેરે મારફતે સમાજનું ગાડું અટકાવીને પોતપોતાની આવકો વધારવાની હમેશાં કોશિશ કર્યા કરે છે. એમનાથી અનેકગણાં દુઃખ ભોગવતાં ગરીબ ભૂમિહીન કિસાનો કરોડોની સંખ્યામાં ગામડાંમાં રહે છે એમની તરફ એમનું ધ્યાન પણ નથી જતું. દેશની સંપત્તિ તો મર્યાદિત છે. જો થોડાં જણની આવકો વધે તો બાકીનાંની ગરીબી વધશે. અમીરો પણ વધુ દોલત ઢસડે જાય, તો એનું પણ આ જ પરિણામ આવે. તેથી જે કોઈની પાસે થોડું વધારે હોય, તેમની ફરજ છે કે પોતાથી વધારે ગરીબની હાલત ધ્યાનમાં લે અને મદદ કરે. એમ થયા વિના આખા સમાજનું હિત ન થાય.

### ગરીબનું દાન એના ગજા મુજબ

આ યજ્ઞો ગરીબોના કલ્યાણ માટે છે. પણ એમનું કલ્યાણ ત્યારે જ થઈ શકે કે જ્યારે દરેક ગરીબ બીજાનાં કલ્યાણનો ખ્યાલ રાખે અને જાતે પણ કંઇ ને કંઈ ત્યાગ કરે. ગરીબો પાસે વધારે કશું છે જ નહિ, તેથી એના ત્યાગનું પ્રમાણ પણ નામ પૂરતું જ હોઈ શકે. પણ એ ત્યાગ સમાજને દિલમાં સ્થાન આપીને સમજી વિચારીને થયેલો હોવાથી વધારે ફળદાયી હશે. જે ધનવાન હોવાને કારણે વધારે બોજો વેઠી શકે છે

એમના ત્યાગનું પ્રમાણ વધારે હોવું જોઈએ, પણ બીજાને માટે તો પોતપોતાનાં ગજાં મુજબ જ એ પ્રમાણ હોઈ શકે.

સંપત્તિદાનમાં હાલ તરત સાધારણ રીતે આવક અથવા ઘરખરચના છઠ્ઠા ભાગની માગણી કરવામાં આવે છે. પણ આ કંઈ ટેક્ષ કે કરવેરો નથી. દાતા પોતાનું ગજું વિચારીને ઓછાવત્તા હિસ્સાનો સંકલ્પ કરી શકે છે. આપણા અર્થશાસ્ત્રીઓ ભારતમાં માથાદીઠ માસિક વીસ રૂપિયાની આવક આંકે છે. આ સરેરાશ આંકડો છે. એટલે કે કેટલાંકની આવક આનાથીય ઘણી ઓછી અને કેટલાંકની ઘણી વધારે હશે. કુટુંબમાં સરેરાશ પાંચ માણસ ગણતાં એક કુટુંબની આવક માસિક સો રૂપિયા માનીએ અને સંપત્તિદાનમાં દર રૂપિયે અડધા આનાનો સંકલ્પ કરવામાં આવે તો ગરીબ કુટુંબોને એ દાન પાછળ મહિને ત્રણ રૂપિયા બે આના ખર્ચવા પડે. ઉપર જણાવ્યા પ્રમાણે યજ્ઞના મહત્ત્વને ધ્યાનમાં રાખતાં શું ગરીબોને માટે આટલી નાની રકમ એ કાંઈ બહુ મોટો બોજો ગણાય? આપણે જોઈએ છીએ કે આજકાલ ગરીબો પણ કંઇ ને કંઈ ખોટું ખરચ કરે જ છે. હોટલ, ચા, તમાકુ, સિનેમા વગેરેમાં એમના ઘણા પૈસા બરબાદ થાય છે. માત્ર આ ખરચામાં જ થોડો કાપ મૂકવામાં આવે, તો તેઓ સંપત્તિદાનને માટે થોડી રકમ સહેલાઈથી બચાવી શકે અને એમનાં વ્યસન પણ કંઈક ઘટે. સમાજની વિચારસરણીમાં ફેરફાર કરવા ખાતર એણે આટલોક ત્યાગ કરવાને માટે જરૂર તૈયાર થવું જોઈએ. એને જો સરખું સમજાવવામાં આવે અને એને ગળે ઊતરી જાય, તો આ કામ આસાન છે. આટલી મોટી સંખ્યા ધરાવતાં ગરીબો જો યજ્ઞનો સિદ્ધાંત અપનાવી લે, તો પછી આખા સમાજના ધન-સંપત્તિ સંબંધી વિચાર બદલાય તે વાતમાં શું?

શંકાને સ્થાન નથી રહેતું. ગરીબોએ ઉત્સાહ ને આનંદથી આ યજ્ઞોમાં સામેલ થવું જોઇએ.

### વિદ્યાર્થીઓ પણ ભાગ લે

આશા રાખવામાં આવે છે કે હાઇસ્કૂલ અને કૉલેજનાં વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓ પણ સંપત્તિદાનયજ્ઞમાં સહકાર આપે. એમણે આ યજ્ઞનો પ્રચાર અને શ્રમદાન તો કરવાં જ જોઇએ. પણ સાથે સાથે સમાજ માટે પોતા તરફથી કઇ ને કઇ ખર્ચ યજ્ઞ રૂપે કરવો જોઇએ. એ લોકો કદાચ એમ કહેશે કે અમે તો કંઈ કમાતાં કરતાં નથી, ફક્ત ખર્ચ જ કરીએ છીએ. છતાં પણ પોતાની વિદ્યાર્થી અવસ્થામાં એ લોકો નિયમિત રીતે કંઈ ને કંઈ ત્યાગ કરવાનો મહાવરો પાડે એવી એમની પાસેથી અપેક્ષા છે. એ લોકો જો એમ માનતા હોય કે ભણતર પૂરું કર્યા પછી ગૃહસ્થ-જીવનમાં જ સમાજ-સેવાનું કામ શરૂ થાય તો તે ખોટું છે. અનુભવ તો એવો છે કે જે લોકોએ વિદ્યાર્થી-જીવનમાં સમાજ-સેવાનાં કામ કર્યાં છે તે લોકોમાંથી જ કેટલાકે આગળ ઉપર સેવાનાં કામ ચાલુ રાખ્યાં છે. વિદ્યાર્થી-અવસ્થામાં વિદ્યાર્થીઓ ઉચ્ચ અને ઉત્તમ પ્રકારના વિચારોના સંપર્કમાં આવે છે, અને એ બધાનો એમના પર પ્રભાવ પડે છે. ભવિષ્યમાં સમાજ-સેવા કરવાની ભાવના એમના દિલમાં પેદા થાય છે. જે ભાવનાઓ આચરણથી પોષાતી નથી અને પાકી બનાવાતી નથી તે આગળ ઉપર ટકતી નથી અને ગૃહસંસારમાં પડયા બાદ તો એ ભાવનાઓ લગભગ ભુંસાઇ જ જાય છે. તેથી વિદ્યાર્થી-જીવનમાં જ આચરણ મારફતે સદ્‌ગુણોનું પોષણ કરવું જોઇએ. આ વાત ભવિષ્ય પર મુલતવી રાખવા જેવી નથી.

હવે સવાલ એ રહે છે કે વિદ્યાર્થી સંપત્તિદાનયજ્ઞમાં કેવી રીતે ભાગ લઈ શકે. એની પોતાની કંઇ કમાણી તો છે નહીં, અને ખર્ચ તો કરવો જ પડે છે. આ જ ખર્ચના પ્રમાણમાં

એ સંપત્તિદાનનો સંકલ્પ કરી શકે. શાળા અને કૉલેજના ખર્ચા વધી ગયા છે, પણ જો જીવનમાં સાદાઈ લાવવામાં આવે તો ઠીકઠીક કરકસર થઈ શકે. તેથી વિદ્યાર્થી–અવસ્થામાં એને જે કંઈ ખર્ચ થતો હોય તેમાંથી એક થોડો સરખો ભાગ સંપત્તિદાન–યજ્ઞમાં ખર્ચ કરવાનો સંકલ્પ કરી શકે. દા. ત. એક રૂપિયે બે પૈસા. હમણાં પણ ક્યાંક ક્યાંક વિદ્યાર્થીઓ દુષ્કાળ, રેલ વગેરે સંકટોના સમયે કંઇ ને કંઇ મદદ એક યા બીજા સ્વરૂપે તો કરતા હોય છે જ. ક્યારેક બીજા ગરીબ વિદ્યાર્થીને પણ મદદ કરતા હોય છે. પણ એ કામ કયારેક કયારેક અને પ્રસંગોપાત થતાં હોય છે. પણ હવે આપણે ઇચ્છીએ કે પોતાના ખર્ચનો એક ભાગ નિયમિત રીતે અને જીવનના એક અંગ તરીકે સંપત્તિદાન–યજ્ઞમાં વાપરવાનો સંકલ્પ કરવામાં આવે. અને પાછળથી કામધંધે લાગ્યા બાદ એને બદલે કમાણીનો જ એક યોગ્ય ભાગ આપવામાં આવે.

## યજ્ઞોનો ઉદ્દેશ : અહિંસક સમાજ

ભૂદાનયજ્ઞ પછી સંપત્તિદાનયજ્ઞ શરુ થયો. શ્રમદાનયજ્ઞનો અવાજ પણ રણકી રહ્યો છે. બુદ્ધિદાનયજ્ઞનું નામ પણ કયારેક કયારેક સંભળાય છે. હવે જીવનદાનયજ્ઞ પણ શરુ થઇ ચૂક્યો છે. શું આ બધી ચીજો નિરનિરાળી છે ? હા, જીવનદાનયજ્ઞની વાત કંઈક જુદી છે, પણ બાકી બધા યજ્ઞ એક જ વસ્તુનાં અલગ અલગ પાસાં છે. એ અલગ અલગ કે ભેગાં મળીને પણ કોઇ એક છેવટની વસ્તુ નથી બનાવતાં. તેઓ તો સાધન માત્ર છે. તો સાધ્ય વસ્તુ કઈ છે ? ભૂતકાળમાં માનવસમાજમાં સુખશાંતિ સ્થાપિત કરવા માટે અનેક પ્રયત્નો થયા. એનાથી જે તે વખતે અમુક અંશે લાભ પણ થયો, છતાં સંતોષ થાય તેવી દશા નીપજી નહીં. તે માટે હજી ચાલુ છે અને ચાલુ રહેશે. કેટલાયે દેશોમાં હિંસાને

જોરે નવા સમાજની રચનાનો પ્રયત્ન થયો અને ચાલે પણ છે. કેટલાક દેશોએ કાયદાની મદદ લેવી યોગ્ય માની. ખરું જોતાં સમાજ કેવો બને એનું થોડું સ્પષ્ટ અને થોડું અસ્પષ્ટ એવું ચિત્ર વિચારકોની સામે છે. બધા ઇચ્છે છે કે સમાજ એવો બને જેમાં કોઇનું શોષણ ન થાય અને એમાં વ્યક્તિ બને તેટલી સ્વતંત્ર અને સ્વાવલંબી રહીને પોતાનો વિકાસ કરી શકે. આર્થિક અને સામાજિક વિષમતાઓ જવી જોઇએ, સ્વાર્થની જગ્યાએ પરાર્થ અને સ્પર્ધાની જગ્યાએ સહકાર આવે તથા સંયુક્ત કુટુંબના જેવો ભાઇચારો સમાજના વ્યવહારમાં જોવા મળે. આવા સમાજને આપણે સર્વોદયી સમાજ કે રામરાજ્ય પણ કહી શકીએ. પણ સવાલ એ છે કે એવો સમાજ બને કઈ રીતે? શું માત્ર ભૌતિક પરિસ્થિતિ બદલવાથી આ વાત સિદ્ધ થશે? સમાજ વ્યક્તિઓનો બને છે. જો વ્યક્તિ અર્થાત્ મનુષ્ય ન બદલાય તો માત્ર ભૌતિક ફેરફારથી શું કાયમી સુખશાંતિ પ્રાપ્ત થઈ શકશે? ભૌતિક ચીજો જેમના હાથમાં રહે તેઓ જાતે સુધરે નહીં તો એ ચીજોનો સમાજ–હિતમાં ઘટતો ઉપયોગ થઈ શકશે ખરો? હિંસા અને કાયદાથી કેવળ ભૌતિક પરિવર્તન થઈ શકે છે, માણસના હૃદયનું પરિવર્તન એ બીજી જ વસ્તુ છે. અહિંસક સમાજની રચના માટે મનુષ્યના હૃદયમાં ખરું પરિવર્તન થવું જોઈએ, એટલે કે એમાં માનવતા આવવી જોઈએ. આ બધા યજ્ઞો એ આવા સમાજની રચના અને મનુષ્યના હૃદયપરિવર્તનના પ્રયત્નની દિશામાં સાચાં પગલાં છે. બીજાં પણ ઘણાં વાનાં કરવાં પડશે, પણ આ યજ્ઞો વિના નવી સમાજરચનાનો ઉદ્દેશ પાર પડવો મુશ્કેલ છે.

## શું આ શક્ય છે?

સ્વાભાવિક રીતે જ એમ પૂછવામાં આવે છે કે આવો

સમાજ બનવો શક્ય છે? હજારો વર્ષો થયાં અનેક સાધુ-સંતોએ પ્રયાસ કર્યા, બધા ધર્મવાળાઓએ પણ પ્રયત્ન કર્યા, પરંતુ કોઈને સફળતા નથી મળી. તો શું મોટા ભાગના લોકો કદીયે એટલા સુધરી જશે ખરા કે જેથી બધા પોતાનો વ્યવહાર ભાઈચારાથી ચલાવવા માંડે? શું માત્ર સમજાવવાથી આટલું મોટું શુભ પરિવર્તન થઈ શકે ખરું? શું સંપત્તિદાનમાં બહુ મોટી સંખ્યામાં લોકો પ્રમાણિકતાપૂર્વક સાથ આપશે ખરા? રચનાત્મક કાર્યકર્તાઓનાં દિલમાં આવી આવી શંકાઓ પેદા થાય એમ બને. જો આપણે દિલમાં શંકા રાખીને કામ કરીશું તો આ મહાન કાર્યને માટે ઘટતો ઉત્સાહ આપણામાં જોવા નહીં મળે. તેથી આ પ્રશ્નને વિચારી લેવો એ જ ઠીક છે. આપણે સારી પેઠે જાણીએ છીએ કે આ કામ સહેલું નથી. સંપત્તિદાનયજ્ઞનું કામ ભૂદાનયજ્ઞ કરતાં બહુ કપરું છે. પરંતુ પહેલો વિચાર તો આપણે એ વાતનો કરવો જોઈએ કે જે મહાન ઉદ્દેશ અપનાવીને આપણે આ યજ્ઞને ધપાવી રહ્યાં છીએ, તે ઉદ્દેશ પાર પાડવા જેવો છે કે કેમ? જો હોય તો તેમાં સઘળી પ્રાણશક્તિ લગાડી દેવી એમાં જ પુરુષાર્થ છે. કામ જેટલું કપરું છે તેટલો જ તેને માટે વધારે પ્રયાસ કરવો પડશે. એને પડતું મૂકવું મર્દને ન છાજે.

સાધુસંતોનો પ્રયત્ન એળે નથી ગયો. એમણે માનવ-સમાજ પર બહુ પાડ કર્યો છે. તેઓ સદાચાર ન શીખવત તો આપણે કઈ દશામાં રખડતાં હોત? એમણે આપણને એક એવા સ્થાન સુધી પહોંચાડયાં છે કે જ્યાંથી એમનો ઉપદેશ દીવાદાંડીની જેમ આપણને ચેતવણી આપતો આગળના માર્ગ પર પ્રકાશ પાથરે છે. એમની જ વાતો આપણે આજની ભાષામાં સમજવી પડશે. એમણે આપણને આધ્યાત્મિક દૃષ્ટિથી સમજાવ્યું. અધ્યાત્મ એ મનુષ્યના સુધારાનો અને

નીતિમત્તાનો મૂળભૂત પાયો છે. પણ સમાજ હવે એટલો અટપટો થઈ ગયો છે કે એમાં આપણે વહેવારુ દૃષ્ટિનું પણ ધ્યાન રાખવું પડશે. ईशावास्यं इदं सर्ववाळी વાત ખરી છે. કેટલાક સંપ્રદાયોમાં એવો સંકલ્પ પણ લેવડાવવામાં આવે છે કે મારું જે કાંઇ છે તે ઈશ્વરને અર્પણ છે. પણ સવાલ એ છે કે જગતમાં ઈશ્વરનું પ્રતિનિધિ કોણ? હું મને જ ઈશ્વરનો પ્રતિનિધિ કેમ ન માનું અને મન ફાવે તેમ માલ મિલકત વાપરું તેમાં મને કોઇ શા માટે રોકે? ખરું જોતાં ઈશ્વરનો ખરો પ્રતિનિધિ સમાજ ગણાવો જોઇએ. આપણે માનવું જોઈએ કે આપણી પાસે જે કાંઈ છે તે સમાજની કૃપાનું ફળ છે, તેથી એનો લાભ સમાજને મળવો જોઇએ. આ કેવળ તરંગ નથી પણ હકીકત છે. આ પુસ્તિકામાં આ જ તત્ત્વ સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. સાધુ સંતોએ બધાં પ્રત્યે સમભાવ રાખવાનું કહ્યું, પણ સાથે સાથે એમણે એમ પણ કહ્યું કે એક જણને જે દુઃખ ભોગવવાં પડે તે એના કિસ્મતનો ખેલ છે. ખરું જોતાં ઘણીખરી વિષમતા અને દુઃખ માણસે બનાવેલી સમાજની વ્યવસ્થાને લઈને હોય છે. હવે એ માનવાનો વખત આવી લાગ્યો છે કે માણસના પ્રયત્નથી એમાં ફેરફાર થઇ શકે તેમ છે, જેથી સુખ હોય તો બધાં વહેંચી લે અને દુઃખ હોય તો તે બધાંને ભાગે પડતું આવે. થોડાં જણ સુખ ચેનથી રહે અને કરોડો કષ્ટમાં રીબાય એ ન્યાય નથી.

તેમ છતાં માણસની સ્વાર્થવૃત્તિ એટલી જોરાવર હોય છે કે એને સુધારવાનું કામ કેવળ વ્યક્તિને ભરોસે હોત તો આપણે બૂરાઈ ખતમ થવાની આશા ઓછી રાખી શકત. આપણે વ્યક્તિઓને સુધરતી જોઇએ છીએ, કાળે કરીને તેઓ ઘણી મોટી સંખ્યામાં સુધરી શકશે એમ ધારી શકીએ. મનુ-

વ્યની માનવતામાં આપણે ભરોસો રાખવો જોઈએ. તે ઉપરાંત મનુષ્ય જે સુધરે છે તે કંઈક પોતાના વિવેકથી, અને કંઈક સમાજની વિચારસરણીના દબાણથી સુધરે છે. ગુનાઈત જાતિઓમાં ચોરી કરવામાં કંઈ ખોટું છે એમ નથી મનાતું, બાકીના આખા સમાજમાં ચોરીને ખરાબ માનવામાં આવે છે. આપણે જે સમાજમાં રહીએ છીએ એ સમાજની વિચારસરણીનું એ પરિણામ છે. ઉપર કહ્યા મુજબ જ જો સંપત્તિ અને વિદ્યા તથા શક્તિની બાબતમાં સમાજની વિચારસરણી બદલાઈ જાય તો એ બધાંનો ઉપયોગ સમાજના હિતમાં થાય એ ઘણું સંભવિત છે. અડધી સામ્યવાદી દુનિયાએ આ વિચાર માની લીધો છે. મૂડીવાદી દુનિયાએ પણ એટલું કબૂલી લીધું છે કે સમાજે કલ્યાણકારી થવું જોઈએ જેથી દરેકને સાધારણ જરૂરિયાતો મળી જ જાય અને કોઈ દુઃખમાં ન રહે. દુનિયામાં જે પવન ફુંકાય છે તે ભારતને અડયા વિના રહે ખરો ? અને ભારતમાં તો ૯૦ ટકા લોકો ગરીબીમાં સબડે છે, તેથી આ વિચારને માટે ઊંડાં મૂળ નાંખવાનું અઘરૂં નથી. એ ગરીબો પોતાના હકની વાત તો સમજી શકે તેમ છે જ. એમને કર્તવ્યની ભાષા પણ સમજાવવી છે. યજ્ઞમાં સાથ આપવા માટે તેઓને પોતાની ગરીબીને કારણે સીધો પૈસાટકાનો ત્યાગ તો થોડોક જ કરવો પડશે, પણ ત્યાગનું મહત્ત્વ તેઓ સમજી જાય એ જરૂરી છે. તેઓ પોતા તરફથી થોડોકે ત્યાગ કર્યા વિના માત્ર ધનવાનો પાસેથી ત્યાગની આશા રાખે તો કામ સિદ્ધ નહીં થાય. તેથી જ ગરીબો પણ આ યજ્ઞમાં ભાગ લે એ વાત પર ભાર મૂકવામાં આવે છે.

વિચારમાં ભારે શક્તિ હોય છે. જો સમાજનો મોટો ભાગ વિચારના પ્રવાહની સાચી દિશામાં ચાલે તો પછી સમાજની કાયાપલટ વિશે શંકા ન રાખવી જોઈએ. પણ

સવાલ તો એ પુછાય છે કે આ બધું થતાં કેટલો વખત લાગશે ? કયાં સુધી ધીરજ રાખીએ ? ક્રાંતિ આમ ધીમી ગતિથી ન થઇ શકે. હિંસા કે કાયદાથી કામ ઝટ ન થઈ જાય ? અનુભવ તો એવો છે કે આ બંને રીતોમાં ઘણો વખત લાગી જાય છે. અને માણસ વ્યક્તિગત રીતે જેવો ને તેવો, ભલો કે બૂરો હોય તેવો જ રહે છે તે વળી વધારામાં. આ જમાનામાં વિચારોના ફેરફાર પણ ભારે ઝડપથી થઇ રહ્યા છે. દૂરદૂરના સંપર્ક ખૂબ વધી ગયા છે. જે વાતને થતાં પહેલાં સો વરસ લાગતાં તે હવે દસ–પંદર વરસમાં થઇ શકે છે. જૂના જમાનામાં ફેરફાર વ્યકિતગત રૂપે થતો, હવે સામૂહિક રૂપે થવા માંડયો છે. મોટાભાગનો સમાજ માનતો થયો છે અને માંગે છે કે અસમાનતા ન રહે, સમાનતા આવે. એ તો લોક–માનસ પલટાય તો જ સફળ થાય તેમ છે. તેથી જ શીખવી સમજાવીને અને યજ્ઞોને રૂપે આચરણ કરાવીને સમાજને બદલવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. હિંસા કે કાયદા સિવાય ભૌતિક પરિસ્થિતિ અને માનસ બદલાવવાનો જનતાની પાસે બીજો કશો ઉપાય જ નથી એમ માનવું ભૂલભરેલું છે. મહાત્માજીએ પ્રયોગો કરીને સાબિત કરી આપ્યું છે કે સત્યાગ્રહ હિંસાનું સ્થાન લઇ શકે તેમ છે. એનાથી ભૌતિક સ્થિતિ બદલાવાની સાથે સાથે મનુષ્યનું માનસ પણ બદલાય છે.

ભારતમાં આજે જનતંત્રાત્મક રાજ્યસત્તા છે. એની રીત પણ એ જ છે કે જુદા જુદા પક્ષોવાળા પોતપોતાની વિચાર-ધારા પ્રજાને સમજાવીને એમના વિચાર બદલવા મથે છે. આ પ્રક્રિયા પણ ખરી રીતે વિચાર પરિવર્તનની જ છે, કેવળ કાયદા ઘડવાની નથી.

ઉપરની વાતો પર ઊંડા વિચાર કરતાં કાર્યકર્તાઓને ખાતરી થઇ જવી જોઇએ કે મહાત્માજી અને વિનોબાજીએ

બતાવેલે રસ્તે ચાલવાથી આપણે આપણો ઉદ્દેશ સિદ્ધ કરવામાં સફળ થઈ શકીશું. ન્યાયનો પોકાર છે, જમાનાની માંગણી છે, એ રોકી રોકાય તેમ નથી. અહિંસાનો માર્ગ જ કલ્યાણકારી છે.

## વ્યક્તિગત માલિકી હક

વિચારને સમજપૂર્વક જોઈએ તો સમાજના સહકાર અને મદદ વિના પૈસા કમાવાનું તો ઘેર રહ્યું, પણ માણસને જીવવાનું પણ અશક્ય છે. કોઈને પોતાના પુરુષાર્થનો ઘમંડ હોય તો એ જંગલમાં એકલો જઈને રહી જુએ. માણસ સમાજમાં રહે છે. એકબીજાની મદદ મળે છે ત્યારે જ એ પોતાની આજીવિકા રળી શકે છે. ગરીબ મજૂરને પણ માલિક કંઈ કામ આપે ત્યારે એ મજૂરનું પેટ ભરાય છે અને મજૂરની મદદથી માલિકનું કામ થાય છે. વેપારીને કોઈ ચીજ વેચે છે અને એની પાસેથી કોઈ ચીજ ખરીદે છે ત્યારે જ એનો વેપાર ચાલે છે. બીમારોને કારણે ડાકટરોનો ધંધો ચાલે છે અને મિલકતના ઝગડાને લઈને વકીલોનું ગાડું ગબડે છે. આ રીતે બધા ધંધા પરસ્પરના સહકારથી ચાલે છે. એમાંથી માણસનો નિર્વાહ થાય છે. જ્યાં મારું શરીરબળ, બુદ્ધિબળ અને સંપત્તિ–બળ સમાજ ઉપર જ આધાર રાખે છે ત્યાં એના ઉપર કેવળ વ્યક્તિગત માલિકી કે અધિકાર માનવો એ કઈ રીતે ન્યાયસંગત કહેવાય ?

જો આપણો સ્વાર્થ આપણને બીજી બાજુ ન ખેંચે તો એવા નિર્ણય પર આવવું સહેલું થશે કે જરૂરિયાત કરતાં વધારે ધન કમાવું અને વધારે સંપત્તિ પર વ્યક્તિગત માલિકી હક માનવો એ બરાબર નથી. માલિકી–હકનું સમાજના હિતમાં વિસર્જન થાય અથવા તો એનો ઉપયોગ અને આપણી બુદ્ધિનો પણ લાભ સમાજને મળે એ માગણી

ન્યાયની માગણી છે અને કાનૂનમાં અથવા સમાજની માન્યતામાં વ્યક્તિગત માલિકી હકની જે વિચારધારા ચાલી રહી છે એમાં પરિવર્તન થવું જરૂરી છે. એટલે કે એવી માન્યતા ઉપર આવવું પડશે કે વધારાની સંપત્તિ વ્યક્તિની ન રહેતાં સમાજ-હિતને માટે હોય.

## કરવેરા અને દાન

જ્યારે ધનવાનોની સાથે સંપત્તિદાનયજ્ઞને વિશે વાતચીત કરવામાં આવી ત્યારે ક્યાંક ક્યાંક એમના તરફથી એમ કહેવામાં આવ્યું કે સરકારને તેઓ ભારે કરવેરા ભરે છે જેનો ઉપયોગ છેવટે તો જનતાના હિતમાં જ થાય છે. એને એક રીતે અમારું સંપત્તિદાન કેમ ન માનવામાં આવે? એ જ રીતે એક દલીલ એવી પણ છે કે સંપત્તિદાનયજ્ઞ સરકારના આર્થિક વસૂલાતનું હરીફ છે. સરકાર કર-વસૂલાતથી જેમ ધનવાનોની આવક ઘટાડે છે તેમ સંપત્તિદાન પણ એમની આવક પર કાપ મૂકે છે. આ બે રીતો એક બીજાની વિરોધી છે. તેથી સંપત્તિદાનયજ્ઞ ચલાવવો ઠીક નથી. આ બંને દલીલો યજ્ઞનો સાચો અર્થ ન સમજવાને પરિણામે થાય છે. સરકારની પાસે જે કાંઈ પૈસા જાય છે તે રાજીખુશીથી નહીં પણ પરાણે જાય છે. આપનારા આપવાનું ટાળવા ઇચ્છે છે. આર્થિક વ્યવહારમાં શુદ્ધતા આવવાને બદલે અશુદ્ધતા વધે છે. પેલી દલીલોમાં એમ જ માની લેવામાં આવ્યું દેખાય છે કે ભૂદાન અને સંપત્તિદાનયજ્ઞ કેવળ ભૌતિક ચીજોની એક હાથમાંથી બીજા હાથમાં હેરફેર કરવા માટે છે. પણ ખરો ઉદ્દેશ જુદો છે, જેનું વિવેચન ઉપર કરવામાં આવ્યું છે.

## દાન કેટલું આપવાનું અને શેને માટે વાપરવાનું?

કુટુંબની વ્યક્તિઓની સરેરાશ સંખ્યા પાંચની માનીને દરિદ્રનારાયણના રૂપમાં બહારની એક વ્યક્તિને પોતાના હૃદયમાં

સ્થાન મળે એ આશયથી એવું સૂચવવામાં આવ્યું છે કે હાલ તુરત સંપત્તિદાનમાં આવકનો ઓછામાં ઓછો છઠ્ઠો હિસ્સો આપવો. આ હિસ્સો કેવળ એક સાલ માટે કે એક વખત માટે નહિ પણ જીવનભર આપવાની વાત છે. કારણ કે આપણે સંપત્તિ જીવનભર રાખીએ છીએ અથવા જીવનભર કમાઈએ છીએ, અને પહેલાં કહ્યું તેમ સંપત્તિ સમાજની દેણગી હોવાથી સમાજનો એના પર સદાકાળ હક રહે છે.

સ્થૂલ દૃષ્ટિએ જોતાં જિંદગીભર સંપત્તિદાન આપતા રહેવું ભારે લાગે એવો સંભવ છે. પણ આ પ્રક્રિયા અંતઃકરણ–શુદ્ધિની હોઈ આપણા જીવનમાં સંયમ લાવવામાં મદદ કરશે. એમાં સ્વેચ્છાથી પોતાની જાત ઉપર અંકુશ મુકાય છે. એવો અંકુશ ન હોવાથી સમાજમાં શું ચાલી રહ્યું છે? જેમની પાસે એક કરોડની મિલકત છે એ બે કરોડ મેળવવા માટે પડાપડી કરે છે. સાધનની શુદ્ધિ અશુદ્ધિનો ભાગ્યે જ ખ્યાલ રહે છે. આટલું ધન કમાવાની શી જરૂર છે, એ ધનનું શું કરશે, એમાં પોતાનું કલ્યાણ છે કે નહિ, એનો વિચાર કેટલા લોકો કરતા હોય છે? ધનિકોને એમના કામકાજમાં ગળાંડૂબ હોવાને કારણે દેશસેવા માટે ફુરસદ નથી, ગરીબોને પેટ ભરવાની ચિંતામાંથી નવરાશ નથી મળતી, અને મધ્યમ વર્ગ વધેલી મોંઘવારીને કારણે ત્રાસેલો છે. હવે દેશસેવાના કામમાં જૂજ અપવાદરૂપ બહુ થોડા માણસ નીકળે છે. આ દશામાં આપણી પ્રગતિ કઈ રીતે થાય? ખરું જોતાં સૌથી વધારે અનુકૂળતા એવા ધનિકોને છે જેમના કુટુંબમાં પૂરતાં માણસો છે, જેમાંનાં કેટલાક કામકાજ સંભાળવા લાયક છે. એમણે આપણી ધાર્મિક પરંપરા પ્રમાણે સમયસર વાનપ્રસ્થાશ્રમ સ્વીકારીને ગરીબોની સેવામાં લાગી જવું જોઈએ. પણ સંસારની અને ધનની લાલસા એટલી તીવ્ર હોય છે કે મરતાં સુધી એ બંધનોથી છૂટવાનો આપણે વિચાર સુદ્ધાં નથી કરતા!

## આજને સમયે સંપત્તિદાનની ઉપયોગિતા

આ હિસ્સાની રકમ બીજા કોઈને સોંપવાની નથી, પોતે જ વાપરીને એનો હિસાબ મોકલી આપવાનો છે. આ ખર્ચના વિનોબાજીએ ત્રણ ઉદ્દેશ બતાવ્યા છે.

(૧) ભૂદાનયજ્ઞમાં જે ભૂમિહીનોને જમીન આપવામાં આવશે એમને માટે સાધન સામગ્રી ;

(૨) જે ગરીબ કાર્યકરો આ યજ્ઞમાં અથવા ગ્રામ-સેવામાં ભળ્યા હશે તેમનો નિર્વાહ ;

(૩) સાહિત્ય પ્રચાર.

આ યોજનામાં દાતા પર પૂરો વિશ્વાસ મૂકવામાં આવ્યો છે. ટ્રસ્ટીશીપની વિચારધારા અમલમાં આણવામાં આ એક કારગત પગલું નીવડવાનું છે.

ધનિકોને કાંઈક ને કાંઈક દાન તો કરવાં જ પડતાં હોય છે. કેટલાક તો કદાચ એમની આવકના છઠ્ઠા ભાગ કરતાં વધારે પણ કરતાં હશે. પણ આ દાન અંતરથી પ્રેરાયલાં નહિ, પણ ઘણુંખરું પારકાનાં પ્રેરેલાં હોય છે. કેટલાક મોટા માણસો માગવા માટે આવે છે એટલે ના નથી પાડી શકતા, જે કામ માટે દાન આપવામાં આવે છે એ ભલે એમને પસંદ ન પણ હોય તોય આપવું પડે છે. આ વસ્તુ દાન લેવાવાળા અને દેવાવાળા બંનેને ખટકે છે. એને બદલે જો એવો નિયમ કરી લેવામાં આવે કે દર વર્ષે આવકનો અમુક હિસ્સો દાન કરવામાં આવશે, તો દાતા પોતે વિચાર કરશે કે એના દાનને લાયક કયાં કયાં કામો છે. જે કામ એને પ્રિય હશે એને માટે એ સમજી વિચારીને એની દાનની રકમ ખર્ચશે, અને પોતાના પ્રિય ઉદ્દેશને સફળ થતો જોશે. કેટલાક વેપારીઓમાં એવો રિવાજ છે કે તેઓ એમની આવકનો એક નિશ્ચિત હિસ્સો દાન-ધર્મ માટે દર સાલ અલગ

કાઢે છે. કેટલાક જૈનભાઈઓ અમુક હદ કરતાં વધુ સંપત્તિનો સંગ્રહ ન કરવાનું વ્રત પણ લે છે. આવી પદ્ધિતને સંપત્તિ-દાનયજ્ઞ વ્યાપક બનાવવા માગે છે. પણ એ ધ્યાનમાં રાખવું જોઈએ કે જૂની પદ્ધતિમાં સંપત્તિ પર પોતાનો હક માનીને દયા તરીકે બીજાને મદદ કરવાની વાત હતી. સંપત્તિદાન-યજ્ઞમાં એનાથી ઊલટું સંપત્તિની માલિકી ન માનીને એને ખરચવાની છે. પુરાણી પદ્ધતિમાં એક મોટો દોષ એ આવી ગયો છે કે એ આજના સમયને અનુકૂળ નથી રહી. સાત્ત્વિક દાન તો એ જ કહી શકાય કે જે " देशे काले च पात्रे च " હોય. વિનોબાજીએ સંપત્તિદાનમાં ઉપર લખેલા જે ઉદ્દેશો બતાવ્યા છે એ દેશની વર્તમાન સ્થિતિ માટે બહુ જ ઉપયોગી છે. હમણાં ધનિકો મારફત જે દાન થતું રહે છે એનો લાભ મોટે ભાગે શહેરમાં રહેનારા મધ્યમવર્ગના લોકોને જ મળે છે. ખરું જોતાં દાન ગરીબમાં ગરીબની પાસે પહોંચવું જોઈએ. ખાસ કરીને ગામડાંના લોકોને પહોંચવું જોઈએ કારણ કે દેશની વસ્તીના ૮૦% એ લોકો છે. એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે જેને દાન આપવામાં આવે છે એ પાંગળો ન બની જાય પણ કામમાં લાગીને કાયમ માટે એની આજીવિકા એના શ્રમથી માનભેર મેળવતો થઈ જાય. ભૂદાનયજ્ઞ અને ખાસ તો સંપત્તિ-દાનયજ્ઞથી આ વાત સધાય છે.

પરિશિષ્ટ : ૬

## સંપત્તિદાનયજ્ઞની કેટલીક વિગતો

બોધગયામાં સર્વોદય સમાજના સંમેલન વખતે તા. ૧૯ તથા ૨૦ એપ્રિલ અને તે પછી તા. ૨૩ મી એપ્રિલ ૧૯૫૪ ને દિવસે પૂજ્ય વિનોબાજી સાથે સર્વ સેવા સંઘના કેટલાક મુખ્ય માણસોની સંપત્તિદાન વિશે જે ચર્ચાઓ થઈ હતી. ત્યાર બાદ

માર્ચ '૫૫ ના પુરી સંમેલનમાં પણ આ વિષયમાં વધુ ચર્ચા વિચાર થયાં. એ બધાંનો સારાંશ આ પ્રમાણે છેઃ—

**સિદ્ધાંત :** ભૂમિદાનયજ્ઞની પાછળ જે સિદ્ધાંત છે તે જ સંપત્તિદાનયજ્ઞમાં પણ છે. અર્થાત્ જેમ જમીન કોઈનીયે વ્યક્તિગત માલિકીની ન હોય પણ સમાજની હોવી જોઇએ તેમ જ સંપત્તિ ઉપર પણ વ્યક્તિનો એકાધિકાર ( ઈજારો ) ન રહેતાં, એવું સ્વીકારાવું જોઇએ કે સંપત્તિ સમાજના હિતને માટે છે.

સમાજના હિતમાં વ્યક્તિનું હિત પણ શામેલ છે, એટલે કે વ્યક્તિ સાદાઈભર્યા જીવનને દૃષ્ટિમાં રાખીને પોતાના નિર્વાહજોગો તેનો ઉપયોગ કરી શકે છે. મતલબ કે મનુષ્યની પાસે જે કાંઈ શરીર, વિદ્યા કે ધનસંપત્તિનું બળ હોય તે તેણે સીધી કે આડકતરી રીતે સમાજમાંથી મેળવ્યું છે, તેથી તેનો ઉપયોગ સમાજના હિતમાં થવો જોઇએ. પોતાના નિર્વાહજોગા ઉપયોગનો પણ સમાજના હિતમાં સમાવેશ થાય છે. આ થઇ સંપત્તિના ઉપયોગની વાત. સંપત્તિ પ્રાપ્ત કરવાના પ્રશ્નને લાગેવળગે છે ત્યાં સુધી એવું હોવું જોઇએ કે, જેમ જમીનને વિશે આપણે માનીએ છીએ કે જે જમીન પર અંગમહેનત કરી એને ખેડવા માંગે તેની પાસે તે માટે તેટલા પૂરતી જ જમીન રહેવી જોઇએ, તે જ રીતે જમીન સિવાયનાં અન્ય ક્ષેત્રોમાં પણ ઉત્પાદક શરીરશ્રમ એ જ મનુષ્યની આજીવિકાનું સાધન હોવું જોઈએ જેથી કરીને શોષણ અને અસમાનતાને અવકાશ ન રહે. સંપત્તિ ઉપાર્જનનું સાધન શુદ્ધ હોવું જોઇએ.

**સંપત્તિદાનનું સ્વરૂપ :** ઉપર જણાવેલો વિચાર પ્રસ્થાપિત કરીને તેને અમલમાં લાવવાની દૃષ્ટિએ હાલ સંપત્તિદાનનું સ્વરૂપ એવું રાખવામાં આવ્યું છે કે દાતા પોતાની આવકનો—અથવા સંજોગવશાત્ તેમ કરવાનું શક્ય ન

હોય તો પોતાના ગાર્હસ્થિક વ્યયનો ( ઘર ખર્ચનો ) એક ભાગ સમાજને માટે અર્પણ કરે. આ ભાગ કેટલો તેનો આધાર દરેક વ્યક્તિની સંપત્તિ કેટકેટલી છે તેના પર રહે અને એ ભાગ ઉત્તરોત્તર વધતો જાય. દરિદ્રનારાયણને પોતાના કુટુંબનો છઠ્ઠો સભ્ય ગણીને; ચોકખી આવકનો છઠ્ઠો ભાગ અને ખર્ચનો હોય તો પાંચમો ભાગ એ એક સામાન્ય પ્રમાણ ગણવામાં આવે. ગાર્હસ્થિક ખર્ચ ( ઘર ખર્ચ )માં ખાવું, પીવું, મકાન વગેરેની ઉપરાંત બાળકોનું ભણતર, લગ્ન વગેરે પ્રસંગોનું ખર્ચ વગેરેનો પણ સમાવેશ કરવો જોઇએ. છઠ્ઠો ભાગ માંગવામાં આવે છે, પણ એ કોઈ જાતનો કરવેરો નથી, તેથી દાતા પોતાની ઇચ્છા મુજબ ઓછોવત્તો ભાગ પણ આપી શકે છે. તેમ છતાં વધારે આવકવાળાંઓએ સામાન્ય પ્રમાણમાં ઓછો ફરક ન કરવો જોઇએ. બિલકુલ ચાલુ ખર્ચના નિભાવ જેટલી જ કે તેથી યે થોડી આવકવાળાંઓએ પણ સંપત્તિદાનમાં જરૂર શામેલ થવું જોઈએ. પણ એમનો ભાગ પ્રતીકરૂપ ( આંદોલનને સ્વીકારે છે એનાં ચિહ્નરૂપે ) જ રહેશે. ખેડૂત પોતાનું સંપત્તિદાન અનાજમાં પણ આપી શકે છે.

**દાનની કાળમર્યાદા** : સંપત્તિદાનનો સંકલ્પ જીવનભરને માટેનો હોવો જોઇએ. એ એક શુદ્ધ જીવનની સાધના છે. આ જાતના સંપત્તિદાનથી સમાજનું હિત થવાની સાથે સાથે વ્યક્તિની આધ્યાત્મિક પ્રગતિ પણ થશે. એને માટે દરેકે લગાતાર તીવ્ર પ્રયત્ન કરતા રહેવું જોઈએ. જો કોઈ શરૂઆતમાં જ જીવનભરનો સંકલ્પ કરવાનું નક્કી ન કરી શકે તો પહેલા હફતા તરીકે ઓછામાં ઓછાં પાંચ વર્ષનો સંકલ્પ તો હોવો જ જોઈએ, અને તે પણ એવા ઇરાદા સાથે કે પાંચ વર્ષના અનુભવને આધારે આગળ ઉપર પણ સંકલ્પ પાકો કરવો છે અને એની અવધિ વધારવી છે. જો આવક

વધે તો સંપત્તિદાનનો હિસ્સો પણ વધવો જોઇએ એ પણ ધ્યાનમાં રાખવાની વાત છે.

**સંપત્તિદાનનો વપરાશ :** સંપત્તિદાનની રકમ બીજા કોઈને સોંપવાની નથી. દાતા પોતે જ એ ખરચશે. વર્ષમાં માત્ર એકવાર એનો હિસાબ સર્વ સેવા સંઘને મોકલી આપવો જોઈએ. સંપત્તિદાનની રકમ વાપરવા અંગે પૂજ્ય વિનોબાજીએ આ પ્રમાણે ઉદ્દેશો ચીંધ્યા છે—(ક) જે ભૂમિહીનોને જમીન અપાય તેમને બિયારું, બળદ, કૂવા વગેરે રૂપે સાધન સામગ્રીની મદદ કરવી. (ખ) ત્યાગી સેવક વર્ગને અલ્પતમ નિર્વાહ ખર્ચ આપવું. (ગ) સત્–સાહિત્યનો પ્રચાર કરવો. આ સિવાય ભવિષ્યમાં વિનોબાજી અથવા સર્વ સેવા સંઘ બીજા ઉદ્દેશો પણ ઉમેરી શકે છે. આ ઉદ્દેશોમાંથી શેના પર કેટલું ખર્ચ કરવું તે દાતાની ઇચ્છા પર આધાર રાખે છે. કેટલાક ભાઈઓનું એમ કહેવું છે કે આ ઉદ્દેશો ઉપરાંત બીજાં પણ સાર્વજનિક સમાજ–હિતનાં કામોને માટે એમને કાંઇ ને કાંઈ ખર્ચ કરવું જ પડે છે. તેથી એવી વ્યવસ્થા વિચારવામાં આવી છે કે દાતા ઇચ્છે તો સંપત્તિદાનની રકમમાંથી એક તૃતિયાંશ સુધી પોતાની ઇચ્છા મુજબ બીજાં સાર્વજનિક સમાજહિતનાં કામોમાં વાપરી શકે અને ઓછામાં ઓછું બે તૃતિયાંશ ઉપર લખેલા ઉદ્દેશો માટે વાપરે.

**ફંડફાળાને ઉત્તેજન નથી આપવું :** ઘણીવાર એમ જોવા મળે છે કે દાતાઓ ભૂદાનયજ્ઞનાં કામમાં પૈસા-ટકાની મદદ કરવાની ઇચ્છા તો ધરાવતા હોય છે, પણ લાંબી મુદતને માટે વાર્ષિક સંપત્તિદાનયજ્ઞને રૂપે સંકલ્પ કરવાને પોતે તૈયાર છે એમ તેઓને નથી લાગતું. સંપત્તિદાનયજ્ઞના સંકલ્પ સિવાય કેવળ આર્થિક સહાય કરવી એ એક જાતનો ફાળો જ કહી શકાય. પણ આવા ફંડફાળાને ઉત્તેજન નથી

આપવું. આપણે જે કાંઇ પ્રયત્ન કરવો છે તે સંપત્તિદાનયજ્ઞને રૂપે જ કરવો છે.

**ભૂમિહીનોને સાધન :** આમાં એક અપવાદ છે. એક જ વાર દાન આપવા માગનાર દાતા ભૂમિહીનોને માટે સાધનદાન-રૂપે મદદ આપે, જેમ કે બળદજોડી, હળ, ઓજાર, બિયારું, કૂવા વગેરે. આમાં પણ વધુ લાભદાયક વ્યવસ્થા એ ગણાય કે દાતાને કોઇની પાસે પૈસા જમા ન કરાવવા પડે પણ એ પોતે જ સાધન સામગ્રીની મદદ ગરીબ ભૂમિહીનો સુધી પહોંચાડી દે. જો કોઈ ઠેકાણે આ સંભવિત ન હોય તો પ્રાંતીય ભૂમિદાન-સમિતિઓ એમાં દાતાને રસ્તો બતાડી શકે છે અને સહકાર પણ આપી શકે છે. જો આમ કરવામાં પૈસા ક્યાંક રાખવા પડે અને સર્વ સેવા સંઘ સ્વીકારે તો તેમ રાખવું ઠીક ગણાશે.

**કાર્યકર્તાનો નિર્વાહ ખર્ચ :** ઉપરના ઉદ્દેશોમાં સેવામાં લાગેલા કાર્યકર્તાઓના નિર્વાહની જે વાત કહેવામાં આવી છે, તે સેવકો મુખ્યત્વે ગ્રામસેવામાં કે ભૂદાનયજ્ઞ વગેરે કામોમાં લાગેલા હોવા જોઈએ. એમને નિર્વાહખર્ચ પહોંચા-ડવાની વ્યવસ્થા એવી હોય કે સર્વ સેવા સંઘ મારફત કાર્યકર્તાને અપાય. જુદી જુદી જગ્યાએ આની ગોઠવણ કઇ રીતે થાય તે સર્વ સેવા સંઘ નક્કી કરે.

**સત્-સાહિત્યનો પ્રચાર :** સાહિત્યના પ્રચાર અંગે ધ્યાનમાં રહે કે સાહિત્ય મફત વહેંચવાની પદ્ધતિ અપના-વવામાં ન આવે, પણ ઓછામાં ઓછી કીમતે વેચવામાં આવે. એમાં નફાખોરીને જરા પણ સ્થાન ન હોય. પડતર કીમતથી ઓછી કીમતે પણ વેચી શકાય. ખાસ ખાસ વર્ગને જેવા કે વિદ્યાર્થીઓ, કાર્યકર્તાઓ વગેરેને માટે વિશેષ ઘટાડો કરી શકાય. સાર્વજનિક પુસ્તકાલયો કે વાંચનાલયોને મફત પણ આપી શકાય. સત્-સાહિત્યમાં કયાં પુસ્તકોનો સમાવેશ કરવો

]

તેનો નિર્દેશ પૂજ્ય વિનોબાજી પાસેથી મળે. આ પ્રકારના સાહિત્યની એક સૂચી બની જવી જોઈએ.

સંપત્તિદાનયજ્ઞના જે ઉદ્દેશ ઉપર ગણાવવામાં આવ્યા છે તેમાંથી કોઈ પણ ઉદ્દેશની પૂર્તિ માટે શું કરવું ઘટે, તે જો દાતા જાણવા માંગે તો પ્રાંતીય ભૂદાન સમિતિઓ એમને માર્ગદર્શન આપે અને ઉદ્દેશો પાર પાડવામાં સહકાર પણ આપે.

**કેટલાક વિશેષ ઉપયોગો :** (૧) જો કોઈ સવર્ણ કોઈ હરિજન બાળકને પોતાને ઘેર રાખીને એની પૂરી જવાબદારી ઉપાડે તો તેટલે અંશે તે ખર્ચને સંપત્તિદાન ગણવું.

(૨) જ્યાં સંસ્થાઓમાં કાર્યકર્તા કે શિક્ષક ભેગા રહેતા હોય અને એમના પગાર વગેરેમાં ઠરાવેલી 'ગ્રેડો' ને હિસાબે ઠીક ઠીક ફરક રહેતો હોય, ત્યાં જો તેઓ બધા પોતાની આવક ભેળી કરી નાંખીને પછી દરેક કુટુંબના સભ્યોની સંખ્યા પ્રમાણે સરખે ભાગે વહેંચી લે, તો તે સંપત્તિદાનનું ઉત્તમ રૂપ ગણાય, ભલે પછી તેઓ એ એકઠી આવકમાંથી કેવળ નિશાની દાખલ થોડુંક જ સંપત્તિદાનમાં આપતા હોય.

(૩) ગરીબો પાસેથી પણ સંપત્તિદાન માગવામાં આવે છે. તેવાં દાનની રકમ નાની જ હોવાની. એનો ઉપર જણાવેલા ઉદ્દેશો પ્રમાણે દાતાને પોતાને હાથે ખર્ચ થવો મુશ્કેલ ગણાય. જ્યાં દાનની આવી રકમ વાર્ષિક રૂ. ૨૫) સુધીની હોય ત્યાં એ અંગે આવી વ્યવસ્થા વિચારી છે:—

ખાદી અને ગ્રામોદ્યોગ આપણી નવી સમાજરચનાનાં જરૂરી અંગ છે. એમનો બહોળો ફેલાવો થાય એ દૃષ્ટિએ—(૪) જે ખાદીધારી ન હોય તેઓ પ્રમાણિત ખાદી ખરીદે તો વાર્ષિક રૂ. ૫૦) સુધીની ખરીદીમાંથી અડધું ખર્ચ સંપત્તિદાન ગણાય. (ખ) ગ્રામોદ્યોગનું તેલ, ચોખા, ખાંડ; જોડા-ચંપલ અને ગાયના ઘીની ખરીદ કીમતનો ચોથો ભાગ

સંપત્તિદાન ગણાય. (ગ) હાથે દળેલો લોટ વાપરવામાં જો દળણું પૈસા આપી કરાવ્યું હોય તો શેરે એક આના જેટલી દળામણી સંપત્તિદાન ગણવામાં આવે. (ઘ) વિચાર-પ્રચાર આપણાં બધાં કામના આધારરૂપ છે તેથી હિંદી 'ભૂદાનયજ્ઞ'નું લવાજમ સંપત્તિદાન ગણવામાં આવે. (ઙ) જેઓ 'સર્વોદય સ્વાધ્યાય યોજના'ના સભ્ય બન્યા હોય તેમના ૧૦) રૂપિયાના લવાજમમાંથી રૂા. ૫) સંપત્તિદાન ગણી શકાશે.

(૪) જેમના સંપત્તિદાનની રકમ રૂા. ૧૨) જેટલી થતી હોય તેઓ એ રકમનો ઉપયોગ પોતે એકલા અથવા એટલી જ રકમ દાન આપનારા બીજાની સાથે મળીને પોતાની ઇચ્છા પ્રમાણે સાર્વજનિક કામ માટે કરી શકશે.

વિવિધ : ચર્ચામાં એ સવાલ પણ આવ્યો કે કેટલેક ઠેકાણે વેપારીઓ લેવડદેવડમાં લોકોની પાસેથી લાગા તરીકે ફરજિયાત રીતે ધર્માદાની રકમ વસૂલ કરે છે, જેનો ઉપયોગ કોઇ ખાસ નક્કી ઉદ્દેશને માટે નથી થતો. કોઈ વેપારી પોતા પાસે આવી રીતે જમા થયેલી ધર્માદાની રકમમાંથી સંપત્તિ-દાન આપી શકે? બધાનો મત એવો થયો કે આવી રકમ-માંથી સંપત્તિદાન ન આપવું જોઇએ.

એક પ્રશ્ન એવો પણ આવ્યો હતો કે જો કોઈ માણસ પાસે ઠીક ઠીક જમીન હોય, પણ એ ભૂદાનયજ્ઞમાં જમીન ન આપતાં, સંપત્તિદાન આપવા માગે તો તે લેવું? એવું ઠર્યું કે આવું સંપત્તિદાન લેવામાં ન આવે.

## કાર્યકર્તાઓને સૂચના

(૧) ભૂદાન આંદોલનમાં કામ કરનારા દરેક કાર્યકરે સંપત્તિદાનયજ્ઞમાં ભળવું જોઇએ. અને જો પાસે જમીન હોય તો ...ન પણ કરવું જોઇએ.

(૨) જ્યાં જ્યાં ભૂદાન માંગીએ છીએ અને મેળવવા કોશિષ કરીએ છીએ ત્યાં ત્યાં સંપત્તિદાનની માગણી પણ એટલા જ આગ્રહથી કરવી.

(૩) જેણે જેણે ભૂમિદાન આપ્યું હોય તે સંપત્તિદાન-યજ્ઞમાં પણ ભળે એ આપણા ખ્યાલમાં રહેવું જોઇએ.

(૪) આપણે મોટે ભાગે શ્રીમંત અને મધ્યમવર્ગના લોકો પાસેથી સંપત્તિદાન મેળવવા માટે પ્રયત્ન કરીએ છીએ, પણ આપણે ગરીબો પાસેથી પણ સંપત્તિદાન મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ. એમના દાનની રકમ તો થોડી અમસ્તી હશે. પણ એનાથી એક વ્યાપક વાતાવરણ ઊભું થશે અને બધા પર એની અસર પડશે.

(૫) આગળ ઉપર કહ્યું છે કે જેમની આવક તદ્દન નિર્વાહ પૂરતી અથવા એથી પણ થોડી હોય તેમણે પણ સંપત્તિદાન-યજ્ઞમાં ભળવું જોઇએ. એમનો ભાગ એક સંકેત-રૂપ જ હશે. એવો સવાલ કરવામાં આવે છે કે ગરીબો કેટલો ભાગ આપે અને વધારે કમાણીમાં સંપત્તિદાન કેટલા પ્રમાણમાં વધવું જોઇએ? આની ચોખવટ થવી જરૂરી છે. તે ઉપરાંત સંપત્તિદાનનો સંકલ્પ લાંબા ગાળા માટે કરવાનો હોય છે. એમાં આવક વધવા ઘટવાનો ઘણો સંભવ છે. એટલે સંકલ્પ કરતી વખતે જે આવક હોય તેમાં વધારો ઘટાડો થાય તો એના સંપત્તિદાનનો ભાગ કેટલો રહે એનો ખ્યાલ રહેવો જરૂરી છે, જેથી વારંઘડીએ દાનપત્ર ભરવું ન પડે અને દાતા પોતે જ એના પ્રમાણમાં વધારો-ઘટાડો કરી શકે. તેથી અહીં ભાગના પ્રમાણનું સૂચન કરીએ છીએ. એ પણ ખ્યાલ રાખવો જોઈએ કે આ કંઇ કાયદાથી નંખાયેલા કરવેરાનું પ્રમાણ નથી, દાતા એમાં પોતાની પરિસ્થિતિ પ્રમાણે વધઘટ પણ કરી શકે. પૂ. વિનોબા તો એમ જ કહે છે કે દરિદ્રનારાયણને તમારા ઘરનો જ

એક જણુ લેખીને એટલો ભાગ સંપત્તિદાનમાં આપવો જોઇએ. અને ખરી રીતે સંપત્તિદાનનું પ્રમાણુ એટલું જ હોવું જોઇએ. પણ જેમને આવક ઘણી થોડી છે એમની નિર્વાહની અડચણુ ખ્યાલમાં લઇને કંઈક પ્રમાણુ સૂચવવાની માગણી કરવામાં આવે છે. તેથી અહીં એ સૂચવીએ છીએ. પણ એ ઓછામાં ઓછું છે એમ સમજવું જોઇએ. જેમની માસિક આવક રૂ. ૫૦) સુધી છે તે એક રૂપિયે એક પૈસો એટલે કે ચોસઠમો ભાગ આપે, માસિક ૫૧) થી ૧૫૦) સુધીની આવકવાળા રૂપિયે બે પૈસા એટલે કે બત્રીસમો ભાગ આપે અને ૧૫૧) થી ૨૫૦) સુધીની આવકવાળા રૂપિયે ત્રણુ પૈસા એટલે કે વીસમો ભાગ આપે. આમ દર સો રૂપિયે એક એક પૈસો વધારતાં વધારતાં હાલ તુરત પહેલા પગલા તરીકે છઠ્ઠા ભાગ સુધી પહોંચવું. જેમની આવક ખાસ્સી વધારે છે તેવાઓએ તો એથી પણ વધારે આપવું જોઇએ.

(૬) સંપત્તિદાન અને સાધનદાન એ બંને માટે એક સાથે કોશિશ કરવા જતાં ગૂંચવાડા ભરેલી પરિસ્થિતિ પેદા થાય છે. આપણુને સાધનદાનની ખૂબ જ જરૂર છે. પણ વ્યક્તિગત વાતમાં કે સભા સામેની વાતમાં આ બંને વાતો એક સાથે કરવામાં આવે છે ત્યારે સાધનદાન સહેલું હોવાથી લોકો એટલું જ પકડી લે છે અને સંપત્તિદાનની વાત રહી જાય છે. સંપત્તિદાન ઊંડી વસ્તુ છે. આપણા આંદોલનમાં એનું એક મહત્ત્વનું સ્થાન છે. એની સરખામણીમાં સાધનદાન નાની વસ્તુ છે. એટલે સંપત્તિદાનમાં વાંધો આવે એવી વાત ન કરવી ઉચિત છે. એટલે ભૂમિ-વિતરણુ વખતે તો ત્યાં જે લોકો હાજર હોય તેમને સાધનદાનના બારામાં આગ્રહપૂર્વક કહેવામાં આવે, જેથી કરીને જેમને જમીન અપાય તેમનું એક વર્ષ પૂરતું કામ તો ગમે તેમ નીકળી જાય. પણ બાકીના

બીજા પ્રસંગોએ તો સંપત્તિદાન પર જ ભાર મૂકવો જોઇએ.

(૭) દાતા જો પોતાના દાનની રકમ કે આવક ખાનગી રાખવા માગતા હોય તો કાર્યકર્તાએ સાવધાનીપૂર્વક તેમ કરવું જોઇએ. એ માટે પ્રાંતિક કાર્યાલયમાં એક જુદું રજિસ્ટર રાખવું અને એને ખાનગી ગણવું. અને ફક્ત પ્રાંતિક સમિતિના મુખ્ય અધિકારી જ એ જોઈ શકે.

**અનુરોધ :** સર્વોદય સંમેલનમાં અનુરોધ કરવામાં આવ્યો હતો અને ફરીથી અહીં વિનંતી કરવામાં આવે છે કે બધાએ સંપત્તિદાનયજ્ઞમાં ફાળો આપવો જોઇએ, ચાહે એ ગરીબ હોય કે પૈસાદાર હોય. આ બાબતમાં ખાસ કરીને રાજ્યસત્તા ધારણ કરનારા અને સરકારી અધિકારીઓ, વેપારીઓ અને ઉદ્યોગપતિઓ તથા બુદ્ધિપ્રધાન વ્યવસાયોમાં કામ કરનારા લોકો પાસેથી ખાસ આશા રાખવામાં આવે છે. પ્રધાનો, ધારાસભાના સભ્યો, રાજકીય અને સામાજિક નેતાઓ વગેરેની ઉપર આખા સમાજના હિતની ખાસ જવાબદારી છે, તેથી તેઓ આમાં જરૂર ભાગ લે. તેઓ જાતે આ યજ્ઞમાં જરૂર ભાગ લઈને બીજાને પણ પ્રેરણા આપે.

પરિશિષ્ટ 'ખ'

## સંપત્તિદાન-યજ્ઞની રૂપરેખા

(૧) **આવકનો અર્થ** :—બધી રીતે થયેલી કમાણીમાંથી ઇન્કિમટેક્સ જેવો અનિવાર્ય ખર્ચ બાદ જતાં રહેતી શુદ્ધ આવક.

(૨) **આવકનો કેટલામો ભાગ** :—આ વિષે આ જ પુસ્તકના પાન ૭૬ પર સ્પષ્ટીકરણ કર્યું છે તે જોઇ લેવું.

ખેડૂત પોતાનું સંપત્તિદાન અનાજના રૂપમાં આપી શકે.

(૩) **દાનની રકમનો ઉપયોગ** :—

(ક) વાર્ષિક રૂા. ૨૫)થી વધારે:

(૧) ભૂદાનયજ્ઞમાં જે ભૂમિહીનોને જમીન મળે તેમને

સાધનસામગ્રી પહોંચાડવી તથા મળેલી જમીન તૈયાર કરવામાં મદદ કરવી. (૨) ભૂદાન-મૂલક ગ્રામસેવકને નિર્વાહ-વેતન આપવું. (૩) સર્વોદય સાહિત્યનો પ્રચાર. (૪) ભવિષ્યમાં વિનોબા અથવા સર્વ સેવાસંઘ બીજાં ઉદ્દેશો રજૂ કરે તો તેમાં ખર્ચ કરવો.

દાતા ઇચ્છે તો તેના દાનની રકમનો ત્રીજો ભાગ પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તે સાર્વજનિક કામમાં વાપરી શકે. પણ ઓછામાં ઓછા ત્રણમાંના બે ભાગ (⅔) ઉપર લખેલા ઉદ્દેશ પાછળ ખરચવા જોઇએ. આમાંથી કયે ખાતે કેટલો ખર્ચ કરવો તે દાતાની ઇચ્છા પર આધાર રાખે છે.

### (ખ) વાર્ષિક રૂા. ૨૫) સુધી.

જેમનું સંપત્તિદાન રૂા. ૨૫) સુધી હોય તે નીચે બતાવ્યા પ્રમાણે પોતાના દાનની રકમનો ઉપયોગ કરી શકે છે.

(૧) જે ખાદીધારી નથી તે જો રૂા. ૫૦) સુધીની કીમતની પ્રમાણિત ખાદી ખરીદે તો તે કીમતની અડધી રકમ સંપત્તિ-દાન લેખાય. (૨) ગ્રામોદ્યોગનાં તેલ, ચોખા, ગોળ, જોડા, ચંપલ અને ગાયના ઘીની ખરીદ-કીમતનો ચોથો ભાગ સંપત્તિદાન લેખાય. (૩) બીજા કોઈ પાસે હાથે દળાવીને લોટ વાપરતા હોય તો શેરે એક આના સુધીની મજૂરી સંપત્તિદાન લેખાય. (૪) કોઈ પણ ભાષામાં નીકળતાં સર્વોદય કે ભૂદાન પત્રમાંથી ગમે તે એકનું વાર્ષિક લવાજમ ગ્રાહકનું સંપત્તિદાન ગણાય. (૫) સર્વોદય સ્વાધ્યાય યોજનાના જે સભ્ય બને તેમના રૂા. ૧૦) ના લવાજમમાંથી રૂા. ૫) સંપત્તિદાન ગણાય.

### (ગ) વાર્ષિક રૂા. ૧૨) સુધી.

જેમના સંપત્તિદાનની રકમ વાર્ષિક રૂા. ૧૨) સુધીની

હોય તેઓ આ રકમનો ઉપયોગ પોતાની ઇચ્છા પ્રમાણે અથવા તો એટલી જ રકમ દાન આપનાર બીજી વ્યક્તિઓ સાથે મળીને કોઇ પણ સાર્વજનિક હિતના કાર્યમાં કરી શકશે.

(૪) માર્ગદર્શન અને સહકાર :—

સંપત્તિદાનની રકમનો ખર્ચ બનતાં સુધી દાતા પોતે જ કરે. દાતાને ખર્ચ વગેરે કરવા બાબતમાં માર્ગદર્શન કે સહકારની જરૂર પડે તો પ્રાંતિક ભૂદાન-સમિતિ પાસેથી મેળવે.

પરિશિષ્ટ-ગ

## સંપત્તિદાન-યજ્ઞના દાનપત્રનો નમૂનો

"પૂ. વિનોબાએ ભારતીય પરંપરા પ્રમાણે આર્થિક ક્રાંતિની અહિંસક પ્રક્રિયાને સંપૂર્ણ સ્વરૂપ આપવાની દૃષ્ટિએ લોકો પાસેથી ભૂમિ ઉપરાંત પોતાની સંપત્તિની આવકનો છઠ્ઠો ભાગ આપતા રહેવાની માગણી કરી છે. ભૂમિ ન હોવાને કારણે જે લોકો ભૂમિદાન-યજ્ઞમાં ભાગ લઈ શકે તેમ નહોતા તેવાઓને માટે પણ આ પવિત્ર કાર્યમાં ભાગ લેવાનો માર્ગ ખુલી ગયો છે દરિદ્રનારાયણની સેવા માટે એમણે કરેલા આહ્વાનના જવાબમાં હું સંપત્તિદાન-યજ્ઞમાં સામેલ થાઉં છું. એની યોજના પ્રમાણે એમાં મારો ભાગ અર્પણ કરીને એનો ઉપયોગ કરતો રહીશ અને એના ખર્ચનો વાર્ષિક હિસાબ સર્વ સેવા સંઘને મોકલતો રહીશ.

મારા આ સંકલ્પનો અંતર્યામી રૂપે હું જ સાક્ષી છું અને હું મારા અંતરાત્માને વફાદાર રહીશ. ઈશ્વર મને બળ આપે.

મારી ચાલુ આવક લગભગ.... વાર્ષિક/માસિક

હાલ તુરત મારી આવકનો...મો ભાગ આપવા સ્વીકારૂં છું.

તારીખ........"

પૂરું નામ અને સરનામું ______________________

દાનપત્ર ભરીને પ્રાંતિક ભૂદાન સમિતિને મોકલી આપવું.

## ગુજરાતમાં સંપત્તિદાન આપનારને

[ ગુજરાતમાં વિનોબાજીએ સંપત્તિદાનયજ્ઞની જવાબદારી શ્રી. રવિશંકર મહારાજને સોંપી છે. તેઓએ આ અંગે નીચેની સૂચનાઓ આપી છે:-]

ભાઈઓ,

આચાર્ય વિનોબાજીની કલ્પના પ્રમાણે સંપત્તિદાન આપનારે પોતે જ વિનોબાએ કરેલા સૂચનો પ્રમાણે સંપત્તિદાનનો વહીવટ કરવાનો હોય છે. અને એ દાન ઓછામાં ઓછું પાંચ વર્ષ અગર તો વધારેમાં વધારે જીવન પર્યંત કરવાનું હોય છે. આ દાન વર્ષે વર્ષે વાપરી નાંખવાનું હોય છે. સંપત્તિદાન હાલ નીચે જણાવેલાં કામ માટે વાપરી શકાય છે:-

(૧) જેમને ભૂમિ આપવામાં આવે છે, એમને હળ, બળદ, બી કે એવાં ખેતીનાં સાધનો લઈ આપીને; (૨) ખેતીને વિકસાવવા માટેના કૂવા કરાવી આપીને કે સમરાવી આપીને; (૩) ભૂમિદાન સાહિત્યનો પ્રચાર કરીને; (૪) ભૂમિદાન સેવકને ટેકો આપીને.

પાંચ વર્ષ અથવા એથી ઓછા સમય માટે દાન આપનારનું દાન સંપત્તિદાન નહિ ગણાય, પણ સાધનદાન ગણાશે. સંપત્તિદાન આપનાર કોઈ પણ કારણસર નાણાં ન ખર્ચી શકે એમ હોય તો નીચેને સરનામે જમા કરાવી શકે છે. આવાં દાન આપનારે એ દાનની રકમ નીચે જણાવેલા પૈકી કયા વિભાગમાં જમા કરાવવી છે તે જણાવવાનું રહેશે: (૧) સાધન દાન; (૨) વ્યવસ્થા ખર્ચ; (૩) સેવક સહાય; અને (૪) સાહિત્ય પ્રચાર.

સંપત્તિદાનની રકમ જાતે વાપરનારા ભાઈઓએ એ રકમનો શેમાં અને કયાં ઉપયોગ કર્યો એની ખબર, ઉપયોગ થયા પછી પંદરેક દિવસમાં મને નીચેના સરનામે લખી જણાવવા કૃપા કરવી. કોઈ સેવકને સહાય કરવાનો વિચાર હોય તો એ રકમ પણ નીચેને સરનામે મોકલાવી આપવી. સેવકને નિયમિત એ રકમ પહોંચાડાશે.

લિ.

રવિશંકર વ્યાસ

સંપત્તિદાન અંગે નાણાં મોકલવાનું તથા પત્ર વ્યવહારનું સરનામું:

શ્રી. શિવાભાઈ ગો. પટેલ

વલ્લભ વિદ્યાલય, બોચાસણ [ જિ. ખેડા ]